# ભાગ્યોદય ભજનાવલી

卐

સ્વ. શ્રી નાનજી ગોવિંદજી દાંક

# સ્મૃતિ-ગ્રંથ

પ્રકાશક

વલ્લભદાસ મોહનલાલ પારેખ

જમશેદપુર



પ્રકાશક :
વલ્લભદાસ મોહનલાલ પારેખ
"પારેખ નિવાસ"
કન્ટ્રાક્ટર્સ એરીયા
જમશેદપુર.

વિ. સંવત ૨૦૧૫ | પ્રથમ આવૃત્તિ | ઈ. સ. ૧૯૫૯
પ્રત ૭૫૦.

મુદ્રક : લકી પ્રિન્ટીંગ પ્રેસ, ૧૪, લોવર ચિતપુર રોડ, કલકત્તા-૧.
ટેલીફોન : ૩૪-૨૮૮૧

સ્વ. શ્રી નાનજી ગોવિંદજી ટાંક સ્મૃતિ-ગ્રંથ તરીકે પ્રગટ થતા "શ્રી ભાગ્યોદય ભજનાવલી" નામે આ પુસ્તકના મુખ્ય બે ખંડ છે.

પ્રથમ ખંડમાં સ્વ. શ્રી નાનજી ગોવિંદજી ટાંકનું સંક્ષિપ્ત જીવનચરિત્ર તેમ જ તેમના જીવનને અનુરૂપ અન્ય ઉપયોગી સામગ્રી આપેલ છે.

દ્વિતીય ખંડમાં શ્રી નાનજીભાઈ સંપાદિત "સ્તવન મંગલ" તેમ જ "ભાગ્યોદય ભજનાવલી" નામે મુખ્યત્વે શ્રી નગીનભાઈનો સ્વ-રચિત ભજનસંગ્રહ પ્રગટ કરેલ છે.

સૌને આ પ્રકાશન ગમી જશે તેની ખાત્રી છે.

—પ્રકાશક

# અનુક્રમણિકા

(પ્રથમ ખંડ)


| ક્રમાંક | વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ | પ્રાક્કથન | પ્રકાશક | * |
| ૨ | સપ્રેમ ભેટ | મે. નાનજી ગોવિંદજી એન્ડ સન્સ | * |
| ૩ | સમર્પણ | મે. નાનજી ગોવિંદજી એન્ડ સન્સ | ૧ |
| ૪ | અંતરના ઉદ્‌ગાર | શ્રી નરભેરામ હંસરાજ કમાણી | ૩ |
| ૫ | પ્રકાશકનું નિવેદન | શ્રી વલ્લભદાસ મોહનલાલ પારેખ | ૫ |
| ૬ | પિતૃ-વંદના | શ્રી નાનજીભાઈના સુપુત્રો | ૯ |
| ૭ | પિતૃ દેવો ભવ, પ્રાજ્ઞ ! | શ્રી નાનજીભાઈના સુપુત્રો | ૧૧ |
| ૮ | માતૃ દેવો ભવ, પ્રિય ! | શ્રી નાનજીભાઈના સુપુત્રો | ૧૨ |
| ૯ | પિતૃ-સ્મરણ | શ્રી નાનજીભાઈના સુપુત્રો | ૧૫ |
| ૧૦ | આભાર દર્શન | શ્રી નાનજીભાઈના સુપુત્રો | ૧૬ |
| ૧૧ | વંશાવલિ | પ્રકાશક | ૨૮ |
| ૧૨ | સ્મારક ફંડ | પ્રકાશક | ૨૫ |
| ૧૩ | સંભારણા | શ્રી મણિલાલ નાનચંદ શાહ | ૨૬ |
| ૧૪ | સ્મરણાંજલિ | શ્રી ચુનીલાલ ગિરધરલાલ પારેખ | ૨૯ |
| ૧૫ | પાવનકારી સ્મૃતિઓ | શ્રી જેઠાલાલ પુરુષોત્તમ પૂજારા | ૩૫ |
| ૧૬ | સંક્ષિપ્ત જીવન-વૃત્તાન્ત | શ્રી ધારશીભાઈ જેઠાભાઈ ટાંક | ૪૭ |
| ૧૭ | પુનિત સંસ્મરણો | શ્રી રણછોડ વીરજી વાઢેર | ૫૧ |

| ક્રમાંક | વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧૮ | આપણા ભાષા | શ્રી મંગળપ્રસાદ નૃસિંહપ્રસાદ વસાવડા | ૫૭ |
| ૧૯ | આત્મ-નિવેદન | શ્રી નગિનભાઈ રામજીભાઈ પટેલ | ૬૧ |
| ૨૦ | ધન્ય ધન્ય ગૃહસ્થાશ્રમ | શ્રી હેમરાજ રામજી કક્કડ | ૬૫ |
| ૨૧ | ‘સમાજ-સંદેશ’-પત્ર | શ્રી આગજી મોહનજી રાઠોડ | ૬૯ |
| ૨૨ | ‘જાગૃતિ’-પત્ર | શ્રી છગનલાલ કરમણ યાદવ | ૭૦ |
| ૨૩ | આપણો હૃદય | શ્રી દેવશંકર વિશ્વનાથ ત્રિવેદી | ૭૩ |
| ૨૪ | સંકલ્પ-શક્તિ | ? | ૭૪ |
| ૨૫ | પુષ્પાંજલિ | પ્રકાશક | ૭૫ |
| ૨૬ | સંસ્થાઓના શોક પ્રસ્તાવ | પ્રકાશક | ૯૯ |
| ૨૭ | વર્તમાનપત્રોએ લીધેલ નોંધ | પ્રકાશક | ૧૦૯ |
| ૨૮ | પ્રસંગ-સૂચિ | પ્રકાશક | ૧૧૭ |
| ૨૯ | દ્વિતીય ખંડ | શ્રી ભાગ્યોદય ભજનાવલી | ૧૧૯ |
| ૩૦ | અનુક્રમણિકા-દ્વિતીય ખંડ | શ્રી ભાગ્યોદય ભજનાવલી | ૧૩૧ |

# ચિત્ર-સૂચિ


ક્રમાંક — પૃષ્ઠ

૧ સ્વ નાનજીભાઈના સ્વ માતુશ્રી પ્રેમીબાઇ (ડાબી બાજુ) ૨
૨ સ્વ શ્રી નાનજીભાઇ સાથે પ્રકાશક (શ્રી વ ગો. પારેખ) ૪
૩ સ્વ શ્રી નાનજી ગોવિંદજી ટાંક ૧૦
૪ સ્વ ના ધર્મપત્ની શ્રી જતુબહેન નાનજી ટાંક ૧૩
૫ સ્વ શ્રી નાનજીભાઇનો કુટુમ્બ પરિવાર (સંવત ૧૯૨૫) ૧૪
૬ સ્મૃતિ-કંપ ૨૫
૭ વડીલબંધુ શ્રી કચરાજ ગોવિંદજી ટાંક ૨૮
૮ શ્રી નાનજી ગોવિંદજી ટાંક (રાયપુર, તા ૧૦-૨-૧૯૧૧) ૩૪
૯ સ્વ શ્રી નાનજીભાઇ બિહારના રાજ્યપાલ સાથે (૧૯૫૦) ૩૯
૧૦ લુધિયાભાઇની ભજન મંડળી ૫૭
૧૧ સ્વ નાનજીભાઇ ભારતના રાષ્ટ્રપતિ સાથે (૧૯૪૬) ૫૬
૧૨ શ્રી નાનજીભાઈ ગિરનારની યાત્રામાં (તા ૧૧ ૨ ૧૯૩૬) ૬૭
૧૩ શ્રી ઠક્કરબાપા સાથે શ્રી નાનજીબાપા (તા ૮ ૧૦ ૧૯૪૮) ૧૨૭
૧૪ અંતિમ-દર્શન (તા. ૨૫ ૩-૧૯૫૫) ૧૨૮


ક્ષિ — ૯૨ — ૯

ॐ

તાર : "ટાંક"
ફોન { નિવાસ : ૨૭૩૭-એ
ઓફિસ : ૨૭૬૬-એ

નાનજી ગોવિંદજી એન્ડ સન્સ
જમશેદપુર,
તા. ૨૬-૮-૧૯૫૯, બુધવાર,

સુજ્ઞ મહાશય,

અમારા સ્વ. પિતાશ્રી નાનજી ગોવિંદજી ટાંક સં. ૨૦૧૧ના ચૈત્ર સુદિ ૧, તા. ૨૫-૩-૧૯૫૫ શુક્રવારના રોજ દેવ થયા. તેમની પાવનકારી સ્મૃતિ રૂપે સંવત ૨૦૧૫ના શ્રીકૃષ્ણ જન્મ-મહોત્સવ પ્રસંગે **"ભાગ્યોદય ભજનાવલી"** રૂપે આ **સ્મૃતિ-ગ્રંથ** પ્રગટ કરવામાં આવ્યો છે.

આપ અમારા સ્વ. પિતાશ્રીના સારા સંપર્કમાં હતા, એ રીતે જોતાં અમારા સ્નેહી અને વડીલ સમા છો. આ પુસ્તકમાં સદ્દગતના જીવનને અનુરૂપ સામગ્રી સંપાદિત કરવામાં આવી છે. આશા છે આપને તે ગમી જશે. આ "સ્મૃતિ-ગ્રંથ" આદરપૂર્વક આપને ભેટ મોકલતાં અમો કૃતાર્થતા અનુભવીએ છીએ.

લિ.

જમશેદપુર,
તા. ૨૬-૮-૧૯૫૯
જન્માષ્ટમી, વિ. સં. ૨૦૧૫

આપના સ્નેહાધીન,
રણછોડ નાનજી ટાંક
શ્યામજી નાનજી ટાંકના
સપ્રેમ શ્રી હરિ-સ્મરણ



સ્વ. નાનજીભાઈના સ્વ. માતુશ્રી પ્રેમીબાઈ

સ્વર્ગવાસ : તા. ૨૩-૯-૧૯૩૬

અંતકાળ સુધી જેણે પ્રભુભક્તિ કરી હતી.
માનવી જિંદગાની પે જેથી ધન્ય થઈ હતી.
મઝારે શોભતી એવી જનેતા ધન્ય જો થાય.
મૂકેલી દેહની માયા વદીને વિશ્વને ગઈ.

# સ......મ......ર્પ......ણ

વર્ષો સુધી જેમની વચ્ચે વસી અમારા
સ્વર્ગસ્થ પૂજ્ય પિતાશ્રીએ સાચે જ જીવન
ધન્યતા સાથે ગૌરવનો અનુભવ કર્યો
તે શ્રી જમશેદપુર ગુજરાતી સમાજ,
શ્રી ગુર્જર-ક્ષત્રિય જ્ઞાતિ સમાજ
(કચ્છ) તેમ જ ગુજરાત—મહા
ગુજરાતમાં વસતાં સમસ્ત
ગુજરાતી ભાઈ—બહેનોનાં
કરકમલમાં અસંત પ્રેમ
અને
ભક્તિભાવપૂર્વક કેવળ
જન — કલ્યાણાર્થે
સાદર સમર્પણ.

હરિઃ ૐ
તત્સત્

લિ.
નાનજી ગોવિંદજી એન્ડ સન્સ,
જમશેદપુર.

विपदो नैव विपदः
सपदो नैव सपदः
विपद् विस्मरणं विष्णोः
सपन् नारायण स्मृतिः

ભાવાર્થ :-

વિપત્તિ એ સાચી વિપત્તિ (દુઃખ) નથી. ધન—દોલત વગેરે સંપત્તિ એ સાચી સંપત્તિ (સમૃદ્ધિ) નથી. વિષ્ણુ ભગવાનનું વિસ્મરણ એજ ખરેખરી વિપત્તિ છે. અને તેમનું સતત સ્મરણ એજ ખરેખરી સંપત્તિ છે.

**Narbheram & Co. Private Ltd.**

AUTHORISED DEALERS

BRANCH PATNA
ASSOCIATED RANCHI-DHANBAD

JAMSHEDPUR-1

## અંતરના ઉદ્‌ગાર

જમશેદપુર ગુજરાતી સમાજના સર્વાંગીણ વિકાસમાં સ્વ. શ્રી નાનજી બાપાનો હિસ્સો જબરદસ્ત હતો.

સાથે જ જમશેદપુર ગુજરાતી સમાજના તેઓ પિતાતુલ્ય વડીલ હતા. તેમની ખોટ કદાપિ પૂરાય તેમ નથી. બાપાની કિંમતી સેવાઓ સમાજ કદાપિ ભૂલી શકશે નહિ.

બાપાની પાવનકારી સંસ્મૃતિ તરીકે તો જેટલું કરીએ તેટલું થોડું છે. તેમની સ્મૃતિમાં ભાગ્યોદય ભજનાવલી પ્રગટ થઈ રહી છે એ જાણી અત્યંત આનંદ અનુભવું છું.

નારાણજી રતનશી [illegible]

જમશેદપુર,
દિન ધનતેરશી, વિ. ૨૦૧૪,
તા. ૯-૧૧-'૫૮ રવિવાર



સ્વ. શ્રી નાનજી ગોવિંદજી ટાંક સાથે આ પુસ્તકના
પ્રકાશક શ્રી વલ્લભદાસ મોહનલાલ પારેખ.

# પ્રકાશકનું નિવેદન

**શ્રદ્ધાંજલિ**

વહાલાં આપ્તજનો,

શ્રી નાનજીભાઇને દેવ થયાને લગભગ ચાર વર્ષ તો આંખના પલકારામાં વીતી ગયા ! જમશેદપુરના એ જૂના જોગીના ભવ્ય જીવનનો છેલ્લા ૨૭–૨૮ વર્ષથી હું સાક્ષી છું.

ગુજરાતી સમાજના પ્રાણ સમાન શ્રી નાનજીભાઇ જે રીતે આપબળે આગળ વધ્યાં, તેમજ તેમણે ગુજરાતી સમાજને દરેક પ્રકારે આગળ ધપાવવા તન, મન અને ધનથી જે સેવા અર્પી છે તેનાથી અત્રેના કોઇ પણ ભાઇ–બહેન અજ્ઞાત નથી. તેમની ખોટ કોઇ કાળે પૂરાશે નહિ.

ગૌરવવંત ગુજરાતી સમાજનાં ઉત્કર્ષ અને ઇજ્જતની તેમણે દિનરાત ચિંતા કરી છે. તેઓ જતાં અમારા જેવા જૂના સાથીઓને દિલ ખોલવાનું કે આશ્વાસન મેળવવાનું ઠેકાણું ગયું. ખબર નહોતી કે આવો વસમો વિયોગ આટલા નજદીકના સમયમાં આમ વેઠવો પડશે.

શ્રી નાનજીભાઇનાં આદર્શો અધૂરાં રહેલ સત્કાર્યો તેમનાં ચિ. સુપુત્રો જરૂર પૂરાં કરશે, તેમજ સદ્દગતે શરૂ કરેલ ધર્મ કાર્યો ઉત્તમ પ્રકારે ચાલુ રહેશે તેની મને ખાત્રી છે.

સદ્દગત શ્રી નાનજીભાઈનાં સદ્દગુણ કેટલાક ગણાવીએ ? તેનો તો પાર આવે તેમ નથી. તેમનાં મધુર સંસ્મરણો કહેવા બેસીએ તો પાનાના પાના જોઇએ. ચારે કહેવું જોઇએ કે ખરેખર તેઓશ્રી એક આદર્શ ગૃહસ્થાશ્રમી સંત હતા. જે માર્ગે એક દિવસ ઇચ્છાએ કે અનિચ્છાએ સૌ કોઇએ જવાનુ જ છે એ માર્ગે તેઓશ્રી ગયા. જ્યાં ઇશ્વરેચ્છા જ બળવાન છે ત્યા બીજું થાય શું ? સમજીએ છીએ કે તેઓ તો જીવનને ધન્ય કરી ગયા. તેઓ પાછળ અશ્રુનો અભિષેક હોય નહિ, છતા તેમની મધુરી યાદે આજ પણ આંખો અશ્રુભીની થાય છે, તેનું કરવું શું ?

તેમના અસંત મિલનસાર-રમૂજી સ્વભાવનો તો ક્યાંય જોટો જડે તેમ નથી. તેમનાં પ્રેમ, માયા, મમતા, આત્મીયતા અને ઉચ્ચ પ્રકારના આનંદને કોણ ભૂલી શકે તેમ છે ! કામ લેવા-દેવાની તેમની ખૂબી તેમજ દરેક પ્રસંગને ઉત્તમ પ્રકારે દીપાવવાની કળા તો તેમની આવગી જ, અને તેથી એવું તો હવે કોને આવડે તેમ છે ?

શ્રી નાનજીભાઇ માણસપારખુ પણ ભારે જબરા ! સમાજની કોઇપણ વિશિષ્ઠ શક્તિશાળી વ્યક્તિ તેમના ખ્યાલ બહાર ન જ હોય ! સમાજના ઉત્કર્ષ માટે કોની કઇ શકિતને માનભેર ક્યા ? કેમ ? ક્યારે જોતરવી એ તેઓ બરાબર જાણતા. આજ તેમની ખોટ કેટલી બધી સાલે છે ? જાણે સદ્દગતનાં આપણે સૌ આમજનો અને તેમા યે ખાસ કરીને જમશેદપુરનો સમસ્ત ગુજ-રાતી સમાજ શિર-છત્ર વિનાનો થઈ ગયો.

શ્રી નાનજીભાઇ જતાં અમારા સાચા સુહૃદ ગયા.

કસાયેલ સાથી ગયા. સ્નેહનો સ્તંભ તૂટ્યો ! સત્સંગનો સમદર સુકાઇ ગયો ! જાણે અમારૂં સર્વસ્વ લૂંટાઇ ગયું ! પણ જ્યાં ઇશ્વરેચ્છા જ બળવાન છે ત્યાં બીજું થાય પણ શું ?

પરમ કૃપાળુ પરમાત્મા સદ્દગતના અમર આત્માને સાચી શાન્તિ બક્ષે તેમજ સદ્દગતના કુટુંબીઓને તેમજ આપણુ સૌ આપ્તજનોને તેમના ચિર વિયોગનું અસહ્ય દુઃખ સહન કરવાનું ધૈર્ય, જ્ઞાન તેમ જ મનોબળ અર્પે એવી હાર્દિક પ્રભુ પ્રાર્થના સાથે પવિત્ર પ્રેમનાં પુષ્પોથી મહેકતી મારી સ્નેહભરી શ્રદ્ધાંજલિ સમર્પી સાર્થકતા અનુભવું છું.

### સંસ્કાર કેન્દ્ર

શ્રી જમશેદપુર ગુજરાતી સમાજમાં સામહિક સત્સંગાર્થે દર મંગળવારે સાંજે ચાલતું જે સંસ્કાર કેન્દ્ર અથવા સત્સંગ મંડળ અસ્તિત્વમાં આવેલ છે, તે સત્સંગપ્રેમી સ્વ. શ્રી નાનજીભાઈનાં સુપ્રયત્નનું જ ફળ છે. તેમનાં આશીર્વાદથી આજ પણ સાપ્તાહિક સત્સંગ મંડળ અથવા સંસ્કાર કેન્દ્ર દિન-પ્રતિદિન વિશેષ પ્રગતિ સાધી ધન્યતાનો અનુભવ કરી રહ્યું છે. સંસ્કાર-કેન્દ્ર દ્વારા સત્સંગ પ્રેમીઓને અવારનવાર અનેક સંતો અને ધર્મ-પ્રેમી વિદ્વાનોનો અલભ્ય લાભ મળી રહ્યો છે. આ બધુ સ્વ. શ્રી નાનજીભાઈને જ આભારી છે.

### શ્રી ભાગ્યોદય ભજનાવલી

સદ્દગતની પવિત્ર સ્મૃતિ માટે તો જેટલું કરીએ તેટલું ઓછું ગણાય તેમ છે. શ્રી જમશેદપુર ગુજરાતી સમાજના જાહેર જીવનના તો તેઓશ્રી પિતા સમાન ગણાય.

સદ્‌ગતની પવિત્ર સ્મૃતિના પ્રથમ પ્રયત્ન તરીકે " શ્રી ભાગ્યોદય ભજનાવલી " નામે આ લઘુ પુસ્તિકા પ્રકટ કરી જીવન ધન્યતા અનુભવું છુ. મિત્રઋણ અદા કર્યાનો અલ્પ પણ આત્મસંતોષ અનુભવી હૃદયનો ભાર હળવો કરવાની તક લઉં છુ.

" શ્રી ભાગ્યોદય ભજનાવલી "નુ પ્રકાશન ધાર્યા કરતાં ઘણું મોડું થયુ છે, તે હું જાણુ છુ. પણ બીજો ઉપાય નહોતો.

સદ્‌ગતે સંપાદિત કરેલ થોકબંધ સત્સંગ સાહિત્ય અને વ્યવહારોપયોગી નોંધોમાથી જીવનોપયોગી અંગોને આવરી લેતુ સાહિત્ય ટૂંક સમયમાં એકત્ર કરી આપ્તજનો સમક્ષ પુસ્તિકારૂપે રજૂ કરવુ એ અમારે માટે સહેલું કામ નહોતું.

શ્રી નાનજીભાઈના સુપુત્રો માગ હૃદયની ભાવનાને જાણતા હતા. તેમનાં હાર્દિક સહકારથીજ "ભાગ્યોદય ભજનાવલી" આપ સૌના હસ્તમાં મૂકવાનુ સત્કાર્ય શક્ય બન્યુ છે. તેઓ સૌએ દર્શાવેલ સદ્‌ભાવ, ઉઠાવેલ જહેમત, તન-મન અને ધનથી અર્પેલ સહકાર બદલ સાચે જ તેઓ સૌ હાર્દિક ધન્યવાદને પાત્ર છે.

" ભાગ્યોદય ભજનાવલી "નું પ્રકાશન શક્ય બન્યુ છે તે સ્વ. નાનજીભાઈના બહોળા સ્નેહીમંડળને પણ ઘણું આભારી છે. તેઓ સૌના સક્રિય સહકાર વિના એ અશક્ય હતું. ખરેખર તેઓ સૌ હાર્દિક ધન્યવાદને પાત્ર છે.

પુસ્તક પ્રકાશનનો આ અમારો પ્રથમ પ્રયાસ છે. તેથી તેમાં અનેક ત્રુટિઓ રહી ગઈ હશે. તે બદલ આપ સૌની હાર્દિક ક્ષમા પ્રાર્થતા વિરમીશ.

જમશેદપુર,
તા. ૬-૯-૧૯૫૮
જન્માષ્ટમી, શનિવાર
વિક્રમાર્ક, ૨૦૧૪

લી. આપ સૌનો સ્નેહાધીન,
જમનાદાસ મોરારજી પારેખ.

# પિતૃ વન્દના

(સ્વ. નાનજીભાઈના સુપુત્રો તરફથી –પ્રકાશક.)

અમારા સ્વ. પિતાશ્રીના આશીર્વાદ, પ્રેરણાં અને વાત્સલ્ય પ્રેમે અમારા જીવનને સફળ બનાવ્યું છે, આજે તેમનું પાવનકારી સ્મરણ કરી અમે સૌ ભાઈઓ ભાવપૂર્વક પિતૃ-વન્દના કરી જીવન સાર્થકતા અનુભવીએ છીએ.

લિ. રણછોડ નાનજી ટાંક તથા
અન્ય બંધુઓ.

पितृदेवो भव प्राज्ञ !



દિવંગત પરમ પૂજ્ય

## પિતાશ્રી નાનજી ગોવિંદજી ટાંક

વૈકુંઠવાસ તા. ૨૫-૮-૧૯૫૫ ગુરુવાર

पितृदेवो भव, मातृ । ...

જેમણે પોતાના પ્રભુમય જીવનદ્વારા ગૃહસ્થાશ્રમને ધન્ય કરી, સમસ્ત પરિવારને જીવનસિદ્ધિનો આવો ગઢ દર્શાવી ઉપકૃત કરેલ છે

જેમના પુણ્યપ્રતાપે સમસ્ત કુટુંબ આજે લીલાલહેર કરી રહ્યું છે એમના ચરણકમલમાં અમો સૌના લાખ લાખ પ્રણામ છે.

मातृदेवो भव, प्रिय !

જેમણે અમારા ધર્મપ્રાણ પૂજનીય પિતાશ્રીની ધર્મસાધનાને ભક્તિભાવપૂર્વક અનુસરીને પ્રાણવંત બનાવી.

જેમણે નિજમંદિરે શ્રી રાધાકૃષ્ણના યુગલ સ્વરૂપની ઉપાસના સિદ્ધ કરી.

જેમના પુનિત પ્રતાપે સમસ્ત કુટુંબની લીલીકૂંજાર બનેલી ફૂલવાડી દિવ્ય સુગંધથી મઘમઘી રહી છે અંતરના આશીર્વાદ અર્પી આજ પણ જેઓ અમો સૌને ધન્ય કરી રહ્યા છે. એમના ચરણસરોજે અમો સૌના શત કોટિ પ્રણામ છે.



૨૫ નાનજીભાઇનો કુટુંબ પરિવાર — જમશેદપુર ૧૯૨૫

૧ સ્વ શ્રી નાનજી ગોવિંદજી ટાક   ૨ તેમના માતુશ્રી સ્વ. પ્રેમીબાઈ
૩ તેમના વડીલબંધુ શ્રી કચરાજ ગોવિંદજી ટાક

ॐ

# પિતૃ-સ્મરણ

卐  卐

હરે રામ, હરે રામ, રામ રામ, હરે હરે !
હરે કૃષ્ણ, હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે !

પરમ પૂજ્ય પિતાજી !

ઉપર્યુક્ત મહામંત્રના સતત જાપે આપને જીવન-ધન્યતાનો અપૂર્વ અનુભવ કરાવ્યો હતો.

આજે પણ એ મહામંત્રના મંગલમકારી સ્વર કાને પડતાં આપનાં પાવનકારી સ્મરણો જાગૃત થાય છે.

આશીર્વાદ આપો કે અમે સૌ આપનાં સંતાનો પણ આપના જેવી પ્રભુનિષ્ઠા પ્રાપ્ત કરી, જીવન-ધન્યતાનો અનુભવ કરવા સમર્થ બની શકીએ.

ॐ ॐ ॐ
ॐ ॐ
ॐ
ॐ

# આભાર-દર્શન

પ્રાસ્તાવિક

અમારા સ્વ. પિતાશ્રી નાનજી ગોવિંદજી ટાકની પાવનકારી સ્મૃતિરૂપે " શ્રી ભાગ્યોદય ભજનાવલી " નામે આ પુસ્તક બે ખંડમાં પ્રગટ થાય છે એ પ્રસંગે અમે અમારા અંતરના ભાવ વ્યક્ત કરવા બે શબ્દ લખ્યા વગર રહી શકતા નથી

" શ્રી ભાગ્યોદય ભજનાવલી " નામે આ પુસ્તકનું સંકલન કરી આપવા માટે અમને મુ. શ્રી વલ્લભદાસ મોહનલાલ પારેખ તરફથી જ્યારે કહેવામાં આવ્યું ત્યારે અમે સ્નેહીઓ અને મુરબ્બીઓનો સંપર્ક સાધ્યો હતો એ જણાવતા અમને અત્યંત આનંદ થાય છે, કે અમે જેમની પાસે ગયા તેઓ સૌએ અત્યંત પ્રેમ અને આદરપૂર્વક અમારી વિનંતિ સ્વીકારી, અમને ખૂબખૂબ પ્રોત્સાહિત કર્યાં છે અમારા સ્વ પિતાશ્રી પ્રત્યે સર્વેનો આટલો મટો આદરભાવ અદ્યાપિપર્યંત છે, તે જાણી અમારું હૃદય પ્રફુલ્લિત બન્યું છે સૌનો નિર્મળ પ્રેમભાવ સાચે જ અમારી આંખોને અશ્રુભીની કરે છે

આ પુસ્તકનું પ્રકાશન શક્ય બન્યું છે, તે માટે અમે તો યત્કિંચિત્ શ્રેયના પણ ભાગીદાર નથી તેનો ખરો યશ તો એ ભાઈઓને ફાળે જાય છે, કે જેમણે આ પુસ્તકના પ્રકાશન માટે

અમને પ્રેરણા આપી હાર્દિક સહકાર સાથે અપાર જહેમત ઉઠાવી પ્રકાશન શક્ય કર્યું છે.

## મુ. શ્રી વલ્લભદાસ મોહનલાલ પારેખ

આ પુસ્તકના પ્રકાશક મુ. શ્રી વલ્લભદાસ મોહનલાલ પારેખ અમારા સ્વ. પિતાશ્રીના ત્રીશ ત્રીશ વર્ષ જૂના સ્નેહી છે. તેઓશ્રીનો અમે વિશેષ પ્રકારે આભાર માનીએ છીએ, કારણ કે તેઓશ્રીએ અમને અમારા સ્વ. પિતાશ્રી નાનજી ગોવિંદજી ટાંક વિષે પુસ્તક રૂપે આ બધી સાહિત્ય સામગ્રી સંકલિત કરી આપવા પ્રેર્યા છે. તેઓ અમારા સ્વ. પિતાશ્રીના વર્ષો જૂના અંગત સ્નેહી હતા, એટલુજ નહિ, આજે પણ તેઓશ્રી અમારે મન પિતા તુલ્ય આદરણીય મુરબ્બી સમાન છે. મુ. શ્રીવલ્લભદાસભાઇની ઇચ્છાને પૂર્ણ કરવા અમે અમારાથી બનતો નમ્ર પ્રયાસ કર્યો છે, જેને આપ સૌ સ્નેહીઓ આવકારદાયક ગણશો તેવી આશા છે.

## મુ. શ્રીમાન્ શેઠ નરભેરામ હંસરાજ કમાણી

અમે અમારા પિતાશ્રીના વર્ષો જૂના સ્નેહી, મુરબ્બી શ્રીમાન્ શેઠ નરભેરામ હંસરાજ કમાણી પાસે ગયા. તેઓશ્રીએ સ્મૃતિગ્રંથના આ પ્રકાશન માટે અત્યંત પ્રેમ અને આદરપૂર્વક "અંતરના ઉદ્‌ગાર" લખી આપી અમને ખૂબ આભારી કર્યા છે. તેઓશ્રી સાથે રહી અમારા સ્વ. પિતાશ્રી અનેક ભગીરથ સામાજિક કાર્યો પાર પાડવા સમર્થ તેમજ સદ્‌ભાગી બન્યા હતા.

## શ્રી જે. પી. પુજારા ( ખડગપુર )

અમારા સ્વ. પિતાશ્રીના ચિર પરિચિત સત્સંગપ્રેમી અને

અંગત સ્નેહી સમા ખડગપુરવાળા શ્રી અચુભાઇ પુજારા કે જેઓ જે. પી. પૂજારાના ટૂંકા નામે સ્નેહીમંડળમાં સારી રીતે જાણીતા છે. તેમણે અમારા પત્રના પત્યુત્તરમા "પાવનકારી સ્મૃતિઓ" લખી મોકલી આ પુસ્તકનું મહત્ત્વ ઓર તરેહથી વધાર્યુ છે. તે બદલ અમે તેમના ખૂબ જ આભારી છીએ.

## શ્રી રણછોડ વીરજી વાઢેર ( ભાડાપારા )

અમારા સ્વ. પિતાશ્રીના વર્ષો જૂના સ્નેહી શ્રી રણછોડ વીરજી વાઢેરે પણ અમારા પત્રના પત્યુત્તર તરીકે આ પુસ્તક માટે "પુનિત સંસ્મરણો" લખી મોકલી પોતાના ભાવિક હૃદયનો સરસ પરિચય આપી અમને આભારી કર્યો છે.

## શ્રી મણિલાલ નાનચંદ શાહ ( કલકત્તા )

કલકત્તાથી અમારા સ્નેહી ભાઈશ્રી મણિભાઈ અત્રે પધારેલા અમે તેમને આ પુસ્તકના પ્રકાશન પ્રસંગે "સંભારણા" લખી આપવા વિનતિ કરી. તેઓશ્રીએ અત્યંત આનંદપૂર્વક એ વાતને વધાવી લીધી. એટલું જ નહિ, બ્લોક અને પ્રેસને લગતાં તમામ કાર્યની પૂરેપૂરી જવાબદારી ઉપાડી લઈ અમને નિશ્ચિંત કર્યા. આવો સરસ સક્રિય સહકાર અર્પવા બદલ અમે તેઓશ્રીનો હાર્દિક આભાર માનીએ છીએ.

## શ્રી ચુનીલાલ ગિરધરલાલ પારેખ

શ્રી ચુનીભાઇ પારેખ કેટલાય વર્ષથી અમારા પિતાશ્રીના અંગત સ્નેહી હોઇ તેમની પ્રેમ ભાવનાના પ્રતીક રૂપે

" સ્મરણાંજલિ " અર્પવા અમે તેમને વિનંતિ કરી, તેમનું ભાવ વિભોર કવિહૃદય સ્પંદિત થઇ ઊઠ્યું. હૃદય મંથનને પરિણામે તેમના અંતરમાં " સ્મરણાંજલિ " માટેના સુન્દર સુવાસિત પુષ્પો ખીલ્યાં. કાવ્ય પ્રસાદીરૂપે તેમણે અર્પેલ " સ્મરણાંજલિ " આ પુસ્તકમાં આપેલ છે. જીવનના ૬૮મા વર્ષે દેહ થયેલ અમારા પૂ પિતાશ્રીને અર્પાયેલ " સ્મરણાંજલિ " ૬૮મી પંક્તિએ પૂર્ણ થાય છે, એ તેની વિલક્ષણતા છે ! ભાવિક હૃદયની અનુપમ ભેટ સમાન એ " સ્મરણાંજલિ " આ સ્મૃતિગ્રંથનું મહત્વપૂર્ણ અંગ હોઇ આપ્તજનોને અવશ્ય ગમી જશે તેની ખાત્રી છે

એટલું જ નહિ આ સ્મૃતિગ્રંથના પ્રકાશન કાર્ય અંગે અમારી વિનંતિને માન આપી " સ્તવન મંગલ " વિભાગની શુદ્ધ હસ્ત પ્રત તૈયાર કરી આપના ઉપરાંત સમગ્ર લખાણ પર નજર ફેરવી જઇ યોગ્ય સુધારાવધારા અને ભાષા શુદ્ધિ તથા પ્રુફ સંશોધન માટે અમને પહેલેથી છેવટ સુધી તેમણે હાર્દિક સહાયતા કરી છે. તેમના હાર્દિક સહકાર વિના આ પુસ્તકનું આવા સુંદર સ્વરૂપે પ્રકાશન લગભગ અશક્ય હતુ. પોતાના કિંમતી સમયનો વધુમાં વધુ ભોગ આપી અમને સહાય કરવા બદલ તેમને આભાર સાથે જેટલા ધન્યવાદ આપીએ તેટલા ઓછા છે.

## શ્રી ધારશીભાઈ જેઠાભાઈ ટાંક

અમારા સ્વ પિતાશ્રીના અંગત સ્નેહી સુજ્ઞ લોકકવિ સમા ભાઈશ્રી ધારશીભાઈ ટાંકે અમારી ઈચ્છાને માન આપી અમારા પિતાશ્રીનું સંક્ષિપ્ત જીવન-વૃત્તાન્ત પોતાની લાક્ષણિક શૈલીમાં લખી આપી અમારા સ્વપ્નને તાદૃશ કરી આપ્યુ છે.

અનેક અગ્રણીઓએ ભાવભરી અંજલિ આપેલ. તેમા શ્રી વસાવડા સાહેબની અંજલિ વિશેષ લક્ષ ખેંચતી હતી. એ અંજલિને આ પુસ્તકમા સ્થાન આપવાથી પુસ્તક વધુ સમૃદ્ધ બન્યુ છે તે બદલ અમે તેમનો આભાર માનીએ છીએ.

## વિશેષમાં

આભાર માનવા માટે અમારી કલમનો પ્રવાહ આટલેથી અટકે તેમ નથી આ પુસ્તકના દ્વિતીય ખંડમાં "ભાગ્યોદય ભજનાવલી"મા પ્રગટ થએલ ૬૮ ભજનોની સુન્દર હસ્તપ્રત તૈયાર કરી આપી પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપવા બદલ ભાઈશ્રી નર્મદાશંકર લક્ષ્મીશંકર ભટ્ટ અને શ્રી શંકરલાલ દ્વિવેશ્વર પાઠક બન્નેને સાભાર ધન્યવાદ આપીએ છીએ.

અમારૂ જ્ઞાતિપત્ર "જાગૃતિ" અને "સમાજ સંદેશ" બન્નેએ અમારા સ્વ. પિતાશ્રીની નોંધ સાથે અર્પેલી અંજલીનો પણ આ પુસ્તકમા સમાવેશ કરેલ છે અને તે માટે તેમના આભારી છીએ.

શ્રી બુધિયાભાઈ પટેલ તથા તેમની ભજન મંડળીનો પણ અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ કે જેમણે અમારા સ્વ. પિતાશ્રીના સમયથી આજસુધી દર સોમવારે રાત્રે દોઢ કલાક નિયમિતપણે અમારા ઘરના નાનકડા શ્રીકૃષ્ણ મંદિરમા પોતાની ભજન મંડળી સાથે ભજન કીર્તન ચાલુ રાખ્યા છે. તેમણે જ આ ભજનાવલીમા પ્રસિદ્ધ થએલ ભજનો ઘેર ઘેર મધુર કંઠે ગવાતા કર્યા છે.

અમારા સ્વ પિતાશ્રીના સાથી મુરબ્બી શેઠ લક્ષ્મીદાસ દયાળ આસર (કલકત્તા) શ્રી લાલજી ભીમજી સોલકી (હૈદરાબાદ), અને જામનગરના શ્રી ભાઈચંદ માનજી ખારા તથા શ્રી ભીખાભાઇ ભાઈચંદ ગોસડીયા કે જેઓએ અમારા પિતાશ્રીને તેમના જીવનકાળ દરમ્યાન પ્રત્યેક પ્રસંગે હાર્દિક સહકાર અપેલ છે. તેઓ સૌને તેમ જ એ વખતના તેમજ હાલના વિદ્યમાન –અવિદ્યમાન અગ્રગણ્ય કાર્યકર્તાઓ કે જેમના હાર્દિક સહકારથી જ અમારા પિતાશ્રી આટઆટના જાહેર કાર્યો સફળતાપૂર્વક સિદ્ધ કરવા સમર્થ થયા હતા સ્થળ સંકોચને કારણે તેઓ સૌનો વ્યક્તિગત ઉલ્લેખ અશકય હોઈ હૃદયપૂર્વક તેઓ સૌનો જાહેર આભાર માનવાની અમે તક લઈએ છીએ

વસ્તુ સંકલન

અમારા ઘરના નાનકડા શ્રીકૃષ્ણ મંદિરમા નિત્ય સવાર-સાંજ જે સ્તુતિ બોલાય છે તેનું સંપાદન અમારા સ્વ પિતાશ્રીએ કરેલ છે. તે "સ્તવન મંગલ" નામે આ પુસ્તકના દ્વિતીય ખંડમા ભજનની શરૂઆત પહેલા આપવામા આવેલ છે

ભજનોની સાથોસાથ દરેક ભજન નીચે અમારા સ્વ. પિતાશ્રીની નોધપોથીમા વર્ષોથી સંગ્રહાયેલ સદ્વચનો દુહા, ખાસ નોધો વગેરે પણ ટાંકવામા આવેલ છે તદૃપરાંત અમારા સ્વ પિતાશ્રીની જીવન તવારીખમાથી મહત્ત્વપૂર્ણ પ્રસંગોની સૂચિ પણ આપવામા આવી છે આમ અમારા પૂ પિતાશ્રીના જીવનને અનુરૂપ સામગ્રીનું સંકલન કરવાનો આ અમારો નમ્ર પ્રયત્ન છે આશા છે, કે આપ્તજનો અમારા પ્રયત્નને હૃદયપૂર્વક આવકારશે

પુસ્તકને સર્વાંગ સુંદર બનાવવા અમે બનતી કોશિશ કરી છે તેમાં જે કંઇ ઇષ્ટ-મિષ્ટ અને શિષ્ટ જણાય કે સત્યમ્ શિવમ્-સુન્દરમ્ જણાય તેનો યશ સક્રિય હાર્દિક સહકાર આપનાર ભાઇઓને તેમ જ આપ સૌ પ્રેમી આપ્તજનોને છે. જો કંઇ ત્રુટિ રહી ગયેલી જણાય તે અમારા પ્રયત્નની ક્ષતિ છે, એમ માનવું જે નિભાવી લેવા આપ સૌને હાર્દિક પ્રાર્થના છે.

અમે અધિક શું લખીએ ? આ પુસ્તક જો કોઇ એકાદ શ્રેયાર્થીને થોડું ઘણું પણ ઉપયોગી માર્ગદર્શન આપનારું થઇ પડશે, તો પુસ્તક પાછળ લીધેલ પરિશ્રમને અમે સંપૂર્ણ સાર્થક સમજીશું

આ પુસ્તકની અંદર રહી ગયેલી ત્રુટિઓ તેમજ આમાં અમારાથી કંઇ અવિનય થયો હોય તો તે બદલ હૃદયપૂર્વક આપ સૌની ક્ષમા-પ્રાર્થના કરી વિરમીશું. सुज्ञेषु किं बहुना ?

લિ અમે છીએ આપ સૌના સ્નેહાધીન,
રણછોડ નાનજી ટાંક
શ્યામજી નાનજી ટાંક
લક્ષ્મણ નાનજી ટાંક
ગોવર્ધનદાસ નાનજી ટાંક
બલરામ નાનજી ટાંક
નાનાલાલ નાનજી ટાંક તથા
હંસરાજ નાનજી ટાંક ના
અસંત આદર અને પ્રેમપૂર્વક
શ્રી હરિ સ્મરણ.

કંટ્રાકટર્સ એરિયા,
જમશેદપુર,
તા ૧૨-૧૦-૧૯૫૮

# વંશાવલિ

## (સાપરીઆ ટાંક)

હરદાસ* (ચાર ભાઈ)

જસો (ચાર ભાઈ)

આણદો (ત્રણ ભાઈ)

જીવણ (બે ભાઈ)

અરજણ (ચાર ભાઈ)

કાનજી (ચાર ભાઈ)

ગોવિન્દજી (ત્રણ ભાઈ)

### કચરાજ

૧. કુંવરજી
૨. હીરજી (ર.)
૩. શિવજી
૪. ભવાન

### નાનજી

૧. રઘુભાઈ
૨. શ્યામજી
૩. લક્ષ્મણ
૪. માવજીદાસ
૫. બલરામ
૬. નાનાલાલ
૭. હંસરાજ

*ભાઈ હરદાસ કચ્છ નાગલપુરથી ધાજપુર રહેવા આવેલ.



**સ્વ. શ્રી નાનજી ગોવિંદજી ટાંક સ્મારક–કપ**

પ્રતિ વર્ષે શ્રી ગુજરાતી નવરાત્રિ મહોત્સવ પ્રસગે યોજાતી બાળાઓની રાસ–ગરબાની હરીફાઈમા સર્વપ્રથમ આવનાર ( વિજેતા ) રાસમંડળને શ્રી ગુજરાતી નવરાત્રિ મહોત્સવ, જમશેદપુરના આદ્યપ્રણેતા સ્વ. શ્રી નાનજી ગોવિંદજી ટાંકની પાવનકારી સ્મૃતિમા તેમના કુટુંબીઓ તરફથી વિ સ ૨૦૨૪થી અપાતો દર વર્ષે ફરતો રહેતો સ્મારક–કપ.

પ્રકાશક

# સંભારણાં

સ્વ. નાનજીબાપા માટે કંઇક લખુ એમ મને લાગ્યુ. હું લેખક કે સાહિત્યકાર હોત તો જરૂર એમના જીવનના અનેક પ્રેરણાદાયી પ્રસગો લખી ઋણ અદા કરત.

તેઓ એક મહાન આત્મા હતા, ટાટાનગરની ભાગ્યે જ કોઇ એવી પ્રવૃત્તિ હશે જેમા તેમણે અગ્રગણ્ય ભાગ ભજવ્યો ન હોય તેમની પાસે જનાર શ્રીમંત, ગરીબ કે કોઈ કાર્યકર ગમે તે હોય તેમને બધાને તે હસતે મુખે સતોષ આપતા જ.

તેમની પાસે મોટેરાઓ અને મહાન કાર્યોની જેટલી મહત્તા હતી તેટની જ મહત્તા નાના કે ગરીબ મનુષ્યોની તેમ જ નાનાં કાર્યોની હતી. તેમના પ્રસગમા આવનાર તેમને કદી ન ભૂલતા. તેમ બાપા પણ તેઓને કદાપી ન ભૂલતા.

એક વખત મે તેમનો પત્રવ્યવહાર જોયો અને પુછાઇ ગયુ કે શુ પત્રવ્યવહારનો સગ્રહ છે? તેમણે સહજ કહ્યુ " ના એ મારો રોજનો ક્રમ છે અને દર મહિને આટલાને પત્ર લખુ છુ મને તેમા પ્રભુ મળે છે. "

મેં એમાંથી તેમના ગામનાં ગોકળી, મહેતર ને ધોબીના નામો ગણી પૂછ્યુ "એમની સાથે શો પત્રવ્યવહાર ચાલે છે ?" તેમણે ખૂબ જ સરળભાવે સમજણ પાડી કે તે મારા પરિચયમા આવેલ મહેનતુ અને સાચા માણસો છે. પણ તેમને કોણ પત્રો લખી યાદ કરે ? આટલે દૂરથી મારા પત્રો તેમને મળે છે એથી ખૂબ ખૂબ ખુશી થશે, પોતે ભણેલ ન હોય તો ગામમાં બે ચાર જગ્યાએ બતાવશે અને પત્ર મેળવ્યાનો આનંદ પ્રગટ કરશે એ રીતે બે દિવસ જ એમનો આનંદમાં જશે. શ્રીમંતોને તો સહુ લખે આ ગરીબોને કોણ યાદ કરે ? તેઓને લખવામાં મને બહુ શાન્તિ મળે છે તમારા જેવા શહેરીઓને આની કદર ન હોય, છતા કલ્પના કરી જોજો.

એ રીતે વર્ષમાં ઓછામાં ઓછુ એકાદ વખત તેમના પરિચયમા આવનારને નાનું મોટું એકાદ મનીઓર્ડર કર્યા વિના પણ ન રહે. આવી અનેક પ્રવૃત્તિ નિયમિત કર્યે જવી, એ હતુ બાપાના જીવનનુ એક કાર્ય. કુદરતે તેમને સુખ અને સગવડ આપ્યા તેનો તેમણે ખૂબ જ સદુપયોગ કર્યો. નાના, અજ્ઞાન કે ગરીબને તેમણે તેટલુંજ મહત્ત્વ આપ્યુ. આવી હતી એમના જીવનની મહત્તા અને જીવન જીવવાની અનેરી દૃષ્ટિ.

કલકત્તા,
તા. ૧૫-૮-૫૮

શ્રી મણિલાલ નાનચંદ શાહ



શ્રી નાનજીભાઈના વડીલ બંધુ
શ્રી કચરાજ ગોવિંદજી ટાંક

# સ્મરણાંજલિ

(નોંધ : ૨૧. શ્રી નાનજી બાપા, જીવનના ૬૮મે વર્ષે દેવ થયેલા હોઇ, તેમને શ્રી સુનીભાઈ પારેખે ૬૮ કાવ્યપંક્તિ રૂપી સુગંધી પુષ્પોની સાદર સમર્પિત કરેલ સ્નેહાજંલિ.–પ્રકાશક)

<u>(મરાઠી સાખી, કોઈના લાડકવાયાનો રાગ)</u>

( ❀ )

વિક્રમ સવત બે હજાર ને જ્યાં એકાદશ આવ્યા,
ચૈત્ર સુદિ એકમની સવારે બાપા સ્વર્ગ સીધાવ્યા.
બાપા પુણ્યશાળી પૂરા,
કર્મયોગી ભારે શૂરા.

( ૪ )

મહા માનવ એ મૃત્યુલોકથી જ્યારે સ્વર્ગ સીધાવ્યા,
દેવ-દેવીના વૃંદે ત્યારે પુષ્પોથકી વધાવ્યા.
શત શત વંદન બાપાને,
ધન્ય જીવન – યશ – ગાથાને.

ગુજરાતીનો સમાજ ઉજળો જેના પુનિત પ્રતાપે.
એ બાપાનાં ગૌરવ — ગીતડાં હજુએ સહુ આલાપે.
ગૃહસ્થાશ્રમ કીધો ધન્ય,
ઘણું શીખવ્યું અનુભવજન્ય

( ૧૨ )

માનતાની મહેકી રહેતી સદા ય જ્યાં ફૂલવાડી,
જ્યાં સતસંગ – સુધાની સરિતા નિશદિન વહી અગાડી.
દીન-દુઃખિયા જ્યાં સુખ પામ્યાં,
સંતો ત્યાં જઈ વિરામ્યા.

( ૧૬ )

દુઃખિયાનો વિસામો બાપા ભાંગ્યા જનના ભેરું,
રડતાંને હસતાં કરવાનું કીધું કાર્ય અનેરું.
સમસ્ત સમાજના પિતા,
ગમે બહુ રામાયણ - ગીતા.

( ૨૦ )

લાપ વગરનાં ફીકાં ભોજન લાગે જેવાં ઉણાં,
સાર્વજનિક જીવન બાપા વિણ લાગે એમ અલૂણાં.
દુઃખડાં કયાં જઈને કહીએ,
મનમાં સમસમીને રહીએ.

( ૨૮ )

સ્વીકારજો સ્મરણાંજલિ બાપા ! અંતર-પ્રેમ ભરેલી.
તમ સંગાથે અનેક વેળા ભારે મોજ કરેલી.
એ દિન કદી ન ભૂલાતાં,
ફરી મળશો ક્યાં મલકાતા ?

( ૨૮ )

કોઈક વેળા કોઈ કોએ ભારે છેદ કરેલી,
બાપાએ સૌનું મન ગળી ભારે ગમ ખાધેલી !
હૃદયથી માફ કરે સઘળું.
અવગુણ પડી જતું સઘળું.

( ૩૬ )

હસમુખો ચહેરો બાપાનો કદીએ નહિ ભૂલાશે.
અજબ વાત છે સહુનું મનડું બાપા સમીપ હુલાસે.
આત્મીયતા એ ક્યાં મળશે ?
હવે અમને ક્યાં ફળ વળશે ?

( ૩૬ )

આપ સીધાવ્યા સ્વર્ગધામમાં આશિષ દેજો સહુને,
હળીમળી સહાયો કરીએ, રસ્તો સૂઝે સહુને.
હતા ગિરિ-છત્ર સમા પ્યારા,
સીધાર્યા રાહ તમે ન્યારા.

( ૪૦ )

સમાજપ્રેમી, સ્વદેશપ્રેમી, સાચા સેવાપ્રેમી.
માનવતાના પૂરા પ્રેમી, બાપા ભારે નેમી.
ભક્તિ – રંગે રંગાયેલા.
જીવનમાં ખૂબ કસાયેલા.

( ૪૯ )

સર્વ–ધર્મ–સમ–આદરભાવી સદા ય મનમાં રાજી,
સાદુ જીવન, ઉચ્ચ વિચારો કીર્તિ–બંસરી બાજી.
જીવન ધન્ય ધન્ય કરેલ છે,
અમરતા તમને વરેલ છે.

( ૪૮ )

બ્રાહ્મ–મુહૂર્તે ઊઠે બાપા શ્યામ શ્યામ જય રાવે !
નિત્ય–નિયમ કદીયે નવ ચૂકે યુગલ-સ્વરૂપ આરાધે.
રઘુપતિ રાઘવ રાજા રામ.
પતિત પાવન જય સીતારામ.

( ૫૨ )

નિત્ય પ્રભાત ને સંધ્યાકાળે ઝાલર રણઝણતી.
બાપાના શ્રીકૃષ્ણ — મંદિરે સારી ભીડ થતી.
સ્મૃતિ નવ કદીએ ભૂલાતી.
આંખડી હર્ષે છલકાતી.

( ૫૬ )

ગોસેવા-પ્રેમી બાપાએ (ઘરની) ગૌશાળા સ્થાપેલી,
ગંગા, જમના, સરસ્વતી નામે ગાયો રાખેલી.
જાતે ગોસેવા કરતા,
ભારે મમતા દાખવતા.

( ૬૭ )

પચ્ચીસ, ત્રણ, પંચાવન તારીખ, શુક્રવારને દિને,
અડસઠ તીરથ સમાન વર્ષો પ્રેમે પૂરાં કરીને,
પહોંચ્યા મંદિર શ્રીહરિને
વિશ્વને વંદન <u>કરી કરીને.</u>

( ૬૮ )

રઘુપતિ રાઘવ રાજા રામ, પતિત પાવન જય સીતારામ,
જય રઘુનંદન જય સીયારામ, જાનકી વલ્લભ સીતારામ.
રાધા-માધવ જય ઘનશ્યામ
દેવકીનંદન ... રાધેશ્યામ.

( ૬૯ )

જમશેદપુર,
દીપોત્સવી, વિ. ૨૦૧૪,
તા. ૧૦-૧૧-૫૮, સોમવાર

<u>રચયિતા</u>
ચુનીલાલ પારેખ



શ્રી નાનજી ગોવિંદજી ટાંક

રાયપુર :—: તા. ૧૦-૨-૧૯૧૧

# પાવનકારી સ્મૃતિઓ

(ખડગપુરવાળા શ્રી જેઠાલાલ પુરુષોત્તમ પૂજારા જેઓ 'જે. પી. પૂજારા' ના ટૂંકા નામથી સર્વત્ર જાણીતા છે, તેમણે સ્વ. નાનજીભાઈના સુપુત્રોને લખેલ લાગણીભર્યો માર્મિક પત્ર અત્રે પ્રગટ કરી હું આનન્દ અનુભવું છું. –પ્રકાશક)

વ્હાલા ભાઈઓ,

મુરબ્બી શ્રીનાનજીભાઈ વિષે તમે મારાં સ્મરણો મંગાવ્યાં; તો શ્રીનાનજીભાઈ વિષે લખવું એ મારી શક્તિ બહારની વસ્તુ છે. શ્રીનાનજીભાઈ જેવા સાદું જીવન ગાળનારા તેમજ સેવાભાવી મનુષ્યો મેં બહુ થોડા જોયા છે. તેમનું લાગણીથી ભરેલું સરળ હૃદય માત્ર એક જ વાર સમાગમ થાય તોયે એવો પ્રભાવ પાડતું કે જિંદગીભર ન ભૂલાય. મને તેમની પ્રથમ મુલાકાત ઈ. સ. ૧૯૨૮-'૨૯ માં થઈ હશે. એ વેળા મને તેઓ આપણા દેશના પટેલિયા જેવા લાગ્યા. પણ થોડી વારમાં જ પ્રેમ અને સદ્ભાવનો

અનુભવ થતા તેમણે મને હમેશ માટે પોતાનો બનાવી લીધો. પછી તો તે વખતોવખત કોઇ પણ સારા પ્રસંગે મને ટાટાનગર તેડાવતા એક પુત્ર પ્રત્યે પિતા જેવી લાગણી દર્શાવે તેવી લાગણી તેઓશ્રી મારા પ્રત્યે ધરાવતા. એમને લઇને ઘરમાં પૂ. માતુશ્રી પણ મને પુત્રની માફક પ્યાર કરતા. એમના માયાળુ વર્તાવથી ઘરના નાના–મોટા બધા મને પોતાનો સમજી આપ્તની પેઠે વર્તતા. શ્રીનાનજી–ભાઈની ધર્મ પ્રત્યે અપૂર્વ લાગણી હતી. તેમને ઘરમા નાનુ સરખુ શ્રી કૃષ્ણમંદિર બનાવી તેમા નિયમિત રીતે રોજ પૂજા-પાઠ-સેવા સત્સંગ-ભજન કરતા અને કરાવતા. એટલે આપણને એવોજ અનુભવ થાય કે જાણે આપણે વૃંદાવનના શ્રી કૃષ્ણમંદિરમા છીએ.

શ્રી નાનજીભાઇ પોતાના દ્વારે આવતા–જતા દરેકનો હાર્દિક સત્કાર કરતા તેઓશ્રી વ્યવહાર–કુશળ સાથે વ્યાપાર–કુશળ પણ પૂરા હતા આમ છતા સ્વાર્થ કરતા પરમાર્થમા એમનો ભાવ વિશેષ હતો. સેવાકાર્યમા તેમજ દરેક જાહેર કાર્યમા (તેમાયે ખાસ કરીને ધાર્મિક કાર્યમા) એટલા કુશળ હતા, કે ટાટામા થતા દરેક કાર્ય પછી ભલે તે ધાર્મિક હોય યા સામાજિક પણ તેમા શ્રી નાનજીભાઈ તો હોય જ તેમની કુશળતાને લઇને દરેક કાર્ય અજબ રીતે દીપી નીકળતુ, એટલે દરેકને એમના પ્રત્યે પૂજ્યભાવ રહેતો અને ખરેખર તેઓશ્રી એને યોગ્યજ હતા.

તેઓશ્રી લગભગ ૬૮ વર્ષે પહોચ્યા હતા. વૃદ્ધ હોવા છતા

પણ તેમનામાં ભલભલા યુવાન કાર્યકર્તાને પણ હંફાવે તેવો ઉત્સાહ તેમજ કાર્ય કુશળતા હતા. દરેક કાર્યની સુયોગ્ય વ્યવસ્થામા તો તેઓશ્રી અજોડ હતા. તેઓશ્રી હંમેશાં સંપ અને સંગઠનને વધારે પસંદ કરતા. કોઇ પણ સ્થળ પર, કોઇ પણ મંડળ યા સંસ્થામાં ખેંચતાણ યા કુસંપ હોય તો તે દૂર કરી, તેમની ગેરસમજ ટાળી, સૌને ભેગા કરવામા તેઓશ્રી ભારે કુનેહ હતા. એમની વાણીમા એવુ જાદુ હતુ કે કોઇ પણ માણસ તેમની વાત ઉથલાવી કે ઉથાપી ન શકતો. મોટા મોટા ભણેલા પણ જનતાપર જેવો પ્રભાવ ન નાખી શકે તેવો પ્રભાવ શ્રી નાનજીભાઇ જનતા ઉપર નાખતા. ટૂંકમા શ્રી નાનજીભાઇના જીવન ઉપર પ્રકાશ નાખવો તે સોના ઉપર ગીનેટ ચઢાવવા જેવુ છે.

શ્રી નાનજીભાઇ ખરેખર ભાગ્યશાળી તેમ જ પૂર્વજન્મના કોઇ પૂરા સંસ્કારી આત્મા હતા. સંસારમા ત્રણ વસ્તુ એક જ ઠેકાણે ભાગ્યેજ જોવામા આવે છે. (૧) સુદંપતી (૨) સુસંપત્તિ અને (૩) સુસંતતિ પણ નાનજીભાઇને ત્યા આ ત્રણે વસ્તુ પૂર્ણરૂપમા મે જોઇ ! વધારે શુ લખુ ? સુદંપતીના આદર્શ રૂપ પૂ. માતુશ્રી આજ પણ ઘરમા મોજુદ છે, જેમના દર્શન કરતા પાપ ધોવાય એવુ છે સુસંપત્તિ મંબધે તો આપણે સૌ જાણીએ છીએ જ કે શ્રી નાનજીભાઇ પોતાનો પૈસો અનેક સારા કાર્યમા છૂટે હાથે વાપરતા. સુસંતતિની વાત વિચારીએ તો તેમના દરેક પુત્રો

તેમજ પૌત્રો એકએકથી ચઢે તેવા સુશીલ, ડાહ્યા અને કાર્ય-કુશળ છે, જે જોઇને આપ હરે છે.

આ ત્રણ વસ્તુ એક જગ્યાપર એકત્ર છે તેજ શ્રી નાનજી-બાપાના પુણ્યનો તેમ જ પ્રભુ કૃપાનો પૂરો નમૂનો છે. વધારે શું લખું ? ભાઇશ્રી, હું લેખક તો નથી કે દરેક વાતને સાચી ખોટી કરી શણગારીને લખી શકું તેથી હું તમે પુછો તેવું લખાણ તો નથી લખી શકયો પણ મારા જાત અનુભવ તરીકે વખતો વખત હું તમારા પૂજ્ય પિતાશ્રીના સંપર્કમાં આવતો ત્યારે જે જોવા જાણવાનું મળ્યું અથવા તેમની સાથે રહીને જે કંઇ અનુભવ્યું, તે ટૂંક સાર રૂપે તમને લખ્યુ છે. બાકી તો શ્રી નાનજીબાપા વિષે જો લખવા બેસીએ તો મોટું પુસ્તક થાય છતાં પાર ન આવે, એ દેખીતું છે.

મે લખ્યું છે તેમાથી સારરૂપ જો કંઇ ઉપયોગી જણાય તો તે સ્મૃતિગ્રંથમા લઇ આભારી કરશો.

ઘરમા પૂજ્ય માતુશ્રીને મારા પ્રણામ કહેશો. આશીર્વાદ.

ખડગપુર,
તા. ૯-૧૧-'૫૮,
રવિવાર.

લિ.
સ્નેહાધીન આપનો
જેઠાલાલ પુરુષોત્તમ પૂજારાના
જય ઝૂલેલાલ વાંચશોજી.



બિહારના રાજ્યપાલ શ્રી માધવ હરિ અણે સાહેબ તથા શ્રી રામમદિરના પ્રમુખ શ્રી નાયકુબાપુ સાથે શ્રી નાનજીભાઈ જમશેદપુરના શ્રીરામમદિરમા

તા. ૯-૬-૧૯૫૦.

# સંક્ષિપ્ત જીવન–વૃત્તાન્ત

પુણ્યશ્લોક પુરુષોનાં પુનિત સંસ્મરણ અને સ્તવનથી ત્રિવિધ તાપ ટળે છે. પૂર્વજોનાં સંસ્મરણો રૂપી વારિ સિંચનથી કુટુંબ રૂપી વાડી લીલીકુંજાર બની ઉઠે છે. શુષ્ક જીવન રસમય બને છે. અકર્મણ્યતાના આવરણ હઠી સક્રિયતા સંચારિત થાય છે. પૂર્વજોની ભવ્ય કારકિર્દી એમના વંશજો માટે દીવાદાંડી રૂપ બની અહર્નિશ એમની ફરજો માટે સજાગતા પ્રેરી રહે છે. એવા પૂર્વજો પ્રત્યે પ્રેમભરી લાગણી પ્રદર્શિત કરવાનો અવસર મેળવી લેવાની તક માટે એમના પુત્રો હર પળે તૈયાર જ રહે એમાં શી નવાઈ ?

પૂર્વજોના આત્માની શાંતિ માટે ભગીરથ રાજાએ આકાશગંગાને નભમાંથી ધરતી પર ઉતારી એ કેવું પ્રેમમય શૌર્ય ! તો હજુ હમણાંજ પોતાની જીવન–લીલા સમાપ્ત કરી, પોતાના સુજ્ઞ પુત્રોને એમના જ બાહુબળે જીવનનૈયા હંકારવાની જવાબદારી

સોપી શ્રી નાનજી ગોવિંદજી ટાંક સ્વધામ સીધાવ્યા. એવા પિતા પ્રત્યે ભાગ્યોદય ભજનાવલી રૂપી પુષ્પ ગુચ્છ સપ્રેમ સમર્પણ કરી એમનાં સુપુત્રો ધન્યતા અનુભવે એ સ્વાભાવિક છે. સ્વ. નાનજી-ભાઈના જીવનનું અધ્યયન કરતાં એમનાં જીવનને અનુરૂપ જ ભાગ્યોદય ભજનાવલી ( તેમના સ્મૃતિગ્રંથ રૂપે ) પ્રગટ કરવામા આવે છે તે અતિ આનંદનો વિષય છે. આ પુસ્તક તેમનાં બહોળા કુટુંબીઓને, મિત્રોને, પ્રશંસકોને, પરિચિતોને વિશેષતઃ જમશેદ-પુર નિવાસીઓને પ્રેરણાદાયક અને હર્ષોલ્લાસ પ્રેરક નિવડશે, એટલું જ નહિ એ સ્વ. નાનજીભાઈની પવિત્ર સ્મૃતિને સદાય તાજી રાખવાનું ચિરસ્મરણીય સાધન બની રહેશે. તેમજ આ સફળ પ્રયાસના બદલામાં એમના સુપુત્રો કૃતકૃત્યતા અનુભવશે તેની ખાત્રી છે.

આ પુસ્તક સાત્વિક ભક્તોના કરકમલોમાં સમર્પિત કરતાં પહેલાં સ્વ. નાનજીભાઈના ભવ્ય જીવનનો સંક્ષિપ્ત પરિચય આલે-ખવાનો શ્રેયસ્કર પ્રયાસ અવશ્ય આનંદદાયક લેખાશે. સ્વ. નાનજીભાઈ ' ભાઈ ' મટી ' બાપા 'નું વહાલસોયું બિરદ દીપાવી જમશેદપુર નિવાસી ગુજરાતીઓના હૃદયે અગ્રસ્થાને જ રહ્યા છે. પ્રાતઃસ્મરણીય પુન્ય નાનજીબાપાના જીવનમા સેવા-સુશ્રૂષા અને સર્વધર્મસમભાવ જ નીતરી રહે છે. એમના જીવન પ્રસંગોના પરાગ પુષ્પો માનવ જીવનને મહેકતા કરી મૂકે તેવાં છે.

આજથી એકોતેર વરસ પહેલાની ઊગતી સવારમા કચ્છ હાજાપુર ગામે એમનો જન્મ થયો ગામની શાળામા વાંચવાલખવા પૂરતુ જ્ઞાન મેળવી બાલ્યવયે જ ધંધાર્થે કચ્છનો કાંઠો છોડી ગુજરાતમા પ્રવેશ કર્યો અલ્પકાળ બાદ મધ્ય પ્રદેશના દુર્ગ જિલ્લા અંતર્ગત ગુડિહારી ગામમા એમણે આસન જમાવ્યું. પોતાના નિવૃત્ત સમયમા ગામની બહાર શિવાલયમા જવાનુ ન ચૂકતા. કહે છે કે, અહિંથી જ એમને મનોબળ પ્રાપ્ત થયું અને એના ફલ સ્વરૂપ જમશેદપુર આવ્યા મહાત્વાકાંક્ષી નાનજીબાપાને પોતાની પ્રવૃત્તિ ખીલવવા માટે ગુડિહારી ગામ બહુ સાંકડુ પડયું. સને ૧૯૨૦ મા કાલીમાટી નામથી મશહૂર જમશેદપુરમા પ્રવેશ કર્યો.

ભારતવર્ષમા ઔદ્યોગિક વિકાસના ચિહ્ન સ્વરૂપ જમશેદપુરે એમનામા અકબંધ ધરબાયેલી શક્તિઓને ખીલવવાનો પૂરેપૂરો અવકાશ આપ્યો. ટાટાના વિશાળકાય કારખાનાના દેખાવ માત્રે એમના બાહુમા શક્તિનો સંચાર કર્યો ખંત, ચીવટ, ગણતરી એમને સ્વભાવ સિદ્ધ હતી એમના મિલનસાર સ્વભાવે અનેક મિત્રોનો સમુદાય ઊભો કર્યો. એમની ભલી લાગણીઓએ એમના વિકાસમા અનુપમ સાથ આપ્યો બેઠાઘાટની, મજબૂત બાંધાની હસમુખા મુખારવિંદવાળી આ મહાન વ્યક્તિ એમના સંપર્કમાં આવતી તેના હૃદયમા ઘર કરી એમની સાચું પૂછો તો એમનો પ્રેમાળ સ્વભાવ જ સફળતાની સાચી ચાવી રૂપ હતો. ઉત્તરોત્તર

વિકાસ પામતા જમશેદપુરમાં વ્યાપાર માટે સફળ અવકાશની અણમોલ તક એમની નજર બહાર ન રહી શકી, અને દીર્ઘદૃષ્ટા વ્યવહાર-કુશળ શ્રી નાનજીભાઇએ કન્ટ્રાકટ સાથે વ્યાપાર-ક્ષેત્રે ઝંપલાવ્યુ. આ ક્ષેત્રમા પકડ જમાવવા એમનાં યુવાન પુત્રોએ સાથ આપ્યો અને જોતજોતામા નાનજીભાઇને વ્યાવસાયિક જવાબદારીઓના બોઝથી હળવા કર્યા.

પ્રભુએ પુષ્કળ ધન તો આપ્યું જ હતું. સાત પુત્રોના વૃંદમા રહેવાનુ સદ્‌ભાગ્ય સમર્થ પ્રભુએ એથીયે વધુ નવાજ્યા હતા અને આ બધુ તેઓશ્રી પ્રભુકૃપારૂપ જ સમજતા. ઘણા-ઓને એમણે સ્વમુખે કહ્યુ છે, કે " મારામા એવી શુ શક્તિ હતી કે આ બધું હુ કરી શકુ ? એ તો પ્રભુની એવી ઇચ્છાથીજ એમ બનવા પામ્યું છે. " ધન જરૂર ઘમડ પ્રેરક છે. પણ ધન પ્રાપ્ત થયા પછી નમ્ર નાનજીભાઇ વિશેષ નમ્ર બન્યા એ કેવી વિલક્ષણતા !

' કન્ટ્રાકટના કામમા શ્રી રણછોડભાઇ, લોઢાના વ્યાપારમા શ્રી શ્યામજીભાઈ તથા લક્ષ્મણભાઇ, સોના-ચાંદીના ક્ષેત્રે શ્રી ગોવર્ધનભાઈ, કાપડના વ્યવસાયમા શ્રી બલરામભાઇ તથા નાના-લાલભાઇને સંલગ્ન કરી, સૌથી નાના પુત્ર હંસરાજ તથા પ્રપૌત્ર રતિલાલને પાખમા ઘાલી સ્વ. નાનજીભાઈ, નાનજીબાપા બની પ્રભુભક્તિનો વ્યાપાર ખેડવા લાગી ગયા.

સતત પરિશ્રમથી હવે એમના શરીર પર થાકના ચિહ્નો તરવરતા હતા એમાતે એ વિચારવા લાગ્યા 'મનવા ! ઘણુ એડયુ, ઘણુ કામ્યુ હવે પ્રભુમા ચિત્ત પરોવ' અને સુતા, જાગતા, ઊઠતા બેસતા હરતા ફરતા પ્રભુનુ પુનિત સ્મરણુ સતત ચાલુ રહે એ માટે એમણે ઘરમા જ સને ૧૯૪૫મા શ્રીકૃષ્ણુ મદિરની સ્થાપના કરી અને તેમા શ્રી રાધાકૃષ્ણુના યુગલ સ્વરૂપની પ્રતિષ્ઠા કરી. પરમ કૃપાળુ પરમાત્માએ એમને ભાન કરાવ્યુ કે " વત્સ ! આ સસારમા તારા માટે હવે ગણતરીના જ દિવસો બાકી છે, માટે શેષ આયુ ભગવદ્-ભજનમા વિતાવી મારે શરણે આવ." અને ચેતવણી સ્વરૂપે તેમને હૃદય પર લોહીના દબાણુના [ કોરોનરી થમ્બ્રોસીસ ] રોગનો હુમલો ચાલુ થયો જેમ સ્વ નાનજી-બાપાએ સ્વમુખે કહ્યુ છે તેમ આ દુખને ચેતવણી સ્વરૂપે માન્યુ, કે જે દુ ખ તેમને સસારની નિરર્થકતાનુ જાગૃત ભાન સતત કરાવ્યા કરતુ

ભગવદ્-ભજનની લ્હાણુ એ એકલા ન લૂટતા મિત્ર મડળ, કુટુમ્બ સમુદાયને એ એકત્ર કરતા અને ત્યારપછી રામધૂનની રમઝટમા એ લીન થતા પોતે ગાતા અને બીજાને ગવરાવતા બે-ચાર ટાબરિયા ( પ્રપૌત્રો ) એમની અડખે પડખે હોય જ ઉત્તરાવસ્થામા આ એમનો દૈનિક કાર્યક્રમ થઈ ગયો હતો

રામ-સેવક સ્વ નાનજીબાપાને બિરદુપુરમા શ્રીરામમદિરની

ખોટ જણાઈ અને સ્વપ્રયત્નથી તન, મન અને ધનનો ભોગ આપી શ્રીરામમંદિરની સ્થાપનામાં અનન્ય રસ લીધો. જમશેદપુરની ગુજરાતી શાળાનાં નિર્માણ કાર્ય અને સંચાલનમાં પણ એમણે અપૂર્વ રસ લીધો. શ્રી ગુજરાતી નવરાત્રિ મહોત્સવ સમિતિનું પણ એમણે જ નિર્માણ કર્યું. વિદ્વાન સાધુ-સંતોને એ નિમંત્રતા અને એમનો લાભ અખિલ ગુજરાતી સમાજને મળતો. જન્માષ્ટમી અને રામનવમી ઉત્સવ પ્રસંગે અખંડ રામધૂન ચાલતી અને એ માટે નિમંત્રણ પત્રિકા દેશ-પરદેશ પાઠવતા. આમ બાપા જમશેદ-પુરના ગુજરાતીઓની વિવિધ પ્રવૃત્તિમાં સર્વત્ર વ્યાપી રહ્યા અને જમશેદપુરમાં ગુજરાતની અસ્મિતા ખડી કરી દીધી, આટલુંજ નહિ, જમશેદપુર હિન્દુ સમાજ માટે સ્મશાનઘાટની ખોટ હતી. સ્વ. નાનજીબાપાના ભગીરથ પ્રયત્નથી "ભૂત રૂવે ભેંકાર" જેવી ધરતી જ્યાં હતી ત્યાં આજે એક નન્દનવન સમી સ્મૃતિની સદાય યાદ આપતું લીલું કુંજાર સોનાપુર ( પાર્વતીઘાટ નામે સ્મશાન ) ઊભું છે. પાણીના નળ, ઓટા તેમજ ઉદ્યાનથી આ જગ્યા ખડકાઈ નદીના તીરે આબાદ બની છે. સમસ્ત હિન્દુ સમાજ માટે આશીર્વાદ સમું એ પવિત્ર સ્મારક આજે ય ત્યાં ખડું છે.

એમનો મળતાવડો રમુજી સ્વભાવ આબાલ વૃદ્ધ સૌ કોઈ માટે જબરદસ્ત આકર્ષણ સમાન હતો. એમનું ઘર આગંતુક પ્રવાસીઓ, સાધુ-સંતો, સગાંસંબંધીઓ તથા દેશ-સેવકોના

શુભાગમનથી સદાયે ગૂંજતું રહેતું. કોઈક દિવસ ઘર મહેમાન વગર ખાલી હોય તો બાપાને એકલવાયું લાગતું. સ્વ. ફકીર-બાપા જ્યારે જ્યારે ગિરનાર આવે ત્યારે સ્વ. નાનજીબાપાને મળ્યા વગર ન જ રહી શકે. સને ૧૯૨૦ ની ગાંધીજીની સ્વદેશી ચળવળ વખતે સ્વ. નાનજી બાપાએ આજીવન ખાદી પહેરવાનું તથા ચાનો પરિત્યાગ કરવાનું વ્રત લીધું. જે એમણે જીવનનાં છેલ્લા શ્વાસ પર્યંત પાળ્યું.

એમના જીવનમા ઘણી વિશેષતાઓ હતી. પોતે રોજનિશી રાખતા. જેમના સંપર્કમા આવ્યા હોય તેમની યાદ તાજી રાખવા અચૂક પત્રવહેવાર જાળવતા. સારે નરસે પ્રસંગે, દુઃખે સુખે તેઓ કોઈને ન ભૂલતા. કોઈએ મારું કામ કર્યું હોય અને એમની નજરમા આવે તો પત્ર લખી પોતાનો સંતોષ જાહેર કરતા. એમનો પત્ર-વ્યવહાર ગજબનાક હતો, એમ કહીએ તો પણ ચાલે ! જેટલા પત્રો આવ્યા હોય તે બધા પોતે જાતે કાળજીપૂર્વક વાંચી જતા એટલુંજ નહી પણ દરેકને એ જાતે જ પ્રત્યુત્તર પત્ર પાઠવતા. એમના પત્રમિત્રોની સંખ્યા ઘણી મોટી હતી.

વય વધતા માણસની પ્રવૃત્તિમા શિથિલતા આવી જાય છે. પણ નાનજીબાપાની બાબતમા એથી ઉલટુ હતું. વય વધવા સાથે એમની પ્રવૃત્તિઓ વધતી ચાલી એટલુંજ નહીં પણ એમાં સક્રિયતા આવતી ગઈ. પોતાના સમાજ અને તેની ગૌરવપ્રદ વ્યક્તિઓ

સંબંધે એમને અભિમાન હતું. સમાજનાં ગૌરવભર્યા ઇતિહાસ, પ્રગતિ અને પ્રવૃત્તિમાં એમને ભારે રસ હતો. સામાજિક પ્રવૃત્તિ-ઓનાં સંચાલનમાં તેઓ અગ્રગણ્ય ભાગ લેતા. એટલું જ નહિ જીવતના આખરી કાળમાં કચ્છના ગૂર્જર ક્ષત્રિય સમાજના અઢારે ગામની પ્રવૃત્તિ, સ્થાપના, શિવાલયો, ધર્મશાળા, મંદિરો,' ચબૂતરાઓ, તળાવો, અગ્રગણ્ય વ્યક્તિઓ ને તેમની વિવિધ પ્રવૃત્તિઓ, નાત-તેડાંઓ, પરોલિયાઓ વગેરે બાબત અંગે માહિતીપૂર્ણ પ્રમાણભૂત ગ્રંથના પ્રકાશન માટેની અમૂલ્ય સામગ્રી એમણે એકઠી કરવા માંડી હતી. જેમાંની ઘણી ક્રમશઃ 'જાગૃતિ' (જ્ઞાતિ પત્ર)માં પ્રસિદ્ધિ પણ પામી છે. પણ પ્રભુએ એમની ઇચ્છા પૂરેપૂરી બર આવે તે પહેલા એમનાં પ્રાણપંખેરૂને પોતાના તેજમાં લીન કરી દીધા.

પોતાના ગામના ઝાંપે એક હનુમાનવાડી ઊભી કરી ત્યાં કૂવો, અવાડો, નહાવા-ધોવાની વ્યવસ્થા વગેરેનું (સમસ્ત સમાજના લાભ માટે) એમણે નિર્માણ કર્યું. આજેય એ પવિત્ર સ્મૃતિ-ચિહ્નો નાનજીબાપાની યાદને તાજી કરતા ઊભા છે.

પત્રલેખનકળા, વક્તૃત્વકળા, સામાજીક સંગઠ્ઠનો, નિર્માણ કાર્ય વગેરે શક્તિઓનો એક ગ્રામ્ય વ્યક્તિમાં સમાવેશ હોય એ ખરેખર એક આશ્ચર્યકારક ઘટના છે ! માણસ પુરુષાર્થથી શું

નથી કરી શકતો ? તે માટે બાપાનું ભવ્ય જીવન એક અદ્દભુત દૃષ્ટાંતરૂપ છે.

બિહારના ભૂકંપના આંચકાએ બાપાના હૃદયને વિચલિત કરી મૂક્યું હતું. દયાર્દ્ર અનુકંપાથી પ્રેરાઈ બાપા જમશેદપુરથી સારૂં એવું ભંડોળ એકઠું કરી એક સેવા-સમિતિ લઈ ધરતીકંપનો ભોગ બનેલ નિરાધાર લોકોની વહારે ધાયા હતા

સ્વ બાપાએ ગાંધીવાદી વિચારસરણીએ સર્વધર્મસમભાવ કેળવ્યો હતો. જમશેદપુરમાં જૈનોના અપાસરામાં જૈન-મુનિઓના સંપર્કમાં અચૂક આવતા. એટલું જ નહિ પણ એમના વ્યાખ્યાનો તેઓશ્રી અત્યંત પ્રેમ અને આદરથી સાંભળતા જૈનોની તમામ પ્રવૃત્તિમાં પણ તેઓ ભારે રસ લેતા. શું પારસી કે શું પંજાબી, શું હિન્દુ કે શું મુસલમાન. પોતપોતાના ધાર્મિક ઉત્સવોમાં સૌ બાપાને આમંત્રણ આપતા. બાપા અચૂક ત્યાં પહોંચ્યા હોય જ.

એમને ત્યાં શ્રીમંત યા ગરીબ સર્વને સરખુંજ સન્માન મળતું. સ્વ નાનજીબાપા ભેદભાવોથી પર હતા છેલ્લે તેઓ કુંભમેળામાં ગયા ત્યાં એક માસ રહ્યા. ત્યાં આવેલ સ્વજનો તથા જ્ઞાતિ બંધુઓનો સંપર્ક સાધ્યો; જે ભાઈઓ પધારેલ તેમની નામાવલી તૈયાર કરી જમશેદપુર આવતા બે હજાર ગુજરાતીઓને સમૂહ ભોજન કરાવ્યું, અને બધા ભાઈ-બહેનોને પવિત્ર ગંગોદક તથા તીર્થનો પ્રસાદ અર્પી પાવન કર્યાં. જમશેદપુરના

ગુજરાતીઓની ઐતિહાસિક કારકિર્દીમાં આ અપૂર્વ પ્રેમ–મિલન હતું. જાણે કેમ બાપા પોતાની જીવન-લીલા આરોપી લેતા પહેલાં સૌને અમૃત નીતરતી આંખડીએ નિરખી લેવા માગતા હોય ! ... ... અને અજબ આશ્ચર્યની વાત છે, કે ખરેખર આ પ્રેમ–મિલન બાદ બરાબર એક વરસ પછી તે જ દિવસે અને તે જ વારે બાપાએ સદાને માટે પોતાની આંખ મીંચી દીધી !

ઉપર્યુક્ત ઘટનાઓ આદરભર્યાં સ્મરણને આધારે છે. એમાં અલ્પતા કે અતિશયોકિત હોય તો સ્વભાવિક રીતે ક્ષમ્ય છે. ક્ષીર–નીર-વિવેક વાચકવૃંદ ક્ષમા અર્પશે તેની ખાત્રી છે.

સ્વ. નાનજીબાપાના પનોતા પગલે ચાલી એમનાં સુપુત્રો ધનનો સદ્‌વ્યય કરે છે. એ પિતાની ભાવનાને વ્યક્ત કરવાની સ્વયંસિદ્ધ જીવનકળા છે. સત્કાર્યોની સુવાસ ચિરંજીવ રહે છે. આજે બાપા આપણી વચ્ચેથી ચાલ્યા ગયા છે, છતાં પણ એમણે કરેલાં શુભ કાર્યની મહેક તો આજેય જેવી ને તેવી પમરતી રહેલી છે. વિસ્તૃત કુટુંબ સમાન બાપાનો આપ્ત સમુદાય ( જ્ઞાતિ–સમાજ અને જમશેદપુર ગુજરાતી સમાજ ) બાપાના સુપુત્રો દ્વારા ઘણી ઘણી સેવાની અપેક્ષા રાખી રહ્યો છે. એ આશાઓને શીઘ્રાતિશીઘ્ર ફળી-ભૂત થતી જોઇ સંતોષ વ્યકત કર્યા સિવાય ચાલે એમ નથી.

અંતમાં સ્વ. નાનજીબાપાની પુણ્યસ્મૃતિમાં એમના સુપુત્રો-ની ભાગ્યોદય ભજનાવલી ( સ્વ. શ્રી નાનજી ગોવિંદજી ટાંક સ્મૃતિ ગ્રંથ ) રૂપી પુષ્પમાળામાં પ્રસ્તાવના સ્વરૂપ મારુંય આ નાનું સરખું પુષ્પ પરોવવાની મને જે તક બક્ષવામાં આવી છે, તે બદલ હું તેમના સુપુત્રોનો આભાર માની વિરમું છું.

| જમશેદપુર,<br>તા. ૧૨-૧૦-૧૯૫૮ | વિનિત<br>ધારશીભાઈ જેઠાભાઈ ટાંકનાં<br>શ્રી હરિ સ્મરણ |
|---|---|



શ્રી બુધિયાભાઇની ભજનમંડળી
જેમના સુમધુર ભજનો દર સોમવારે
શ્રીકૃષ્ણ મંદિરમાં સાંભળવાનો લાભ સૌને મળે છે.

# પુનિત સંસ્મરણો

[ ભાડાપારાથી શ્રી રણછોડભાઇ વીરજી વગેરે સ્વ. નાનજીભાઈના સુપુત્રોને આ સ્મૃતિગ્રંથ માટે પુનિત સંસ્મરણો લખી મોકલ્યા છે. જે આ સ્મૃતિગ્રંથની શોભામાં ઓર તરેહની અભિવૃદ્ધિ કરે છે. તેઓ સગપણને નાતે છેલ્લાં કેટલાંક વર્ષથી સ્વ. નાનજીભાઈના વેવાઇ થાય, પણ તેમનો સ્વ. નાનજીભાઇ સાથે ઘણો જૂનો સ્નેહસંબંધ રહ્યો છે. તેમનો પત્ર અહિં પ્રગટ કરી હું કૃતાર્થતા અનુભવું છું.

—પ્રકાશક ]

श्री कृष्ण परमात्माय नम

વહાલા ભાઇઓ !

આશીર્વાદ . ..... તમોએ સ્વ. નાનજીભાઈના સંસ્મરણાર્થે મારા તરફથી લેખ માગ્યો જેને માટે તમારો આભાર માનું છું. મારામાં લેખ લખવાની આવડત નથી તેમજ શ્રી નાનજીભાઇ કરતાં વિશેષ કે તેમના સમાન ગુણ પણ હું ધરાવી શકતો નથી એટલે મારા માટે એ સાહસરૂપ ગણાય... છતાં તમારા પત્રને માન આપી મારી અલ્પ બુદ્ધિ પ્રમાણે જે આવડયુ તે આ સાથે લખી મોકલું છું.

ભાઈશ્રી નાનજી ગોવિંદજી ટાંક આપણા સમાજ (ગૂર્જર ક્ષત્રિય જ્ઞાતિ સમાજ)માં એક નામાંકિત આદર્શ પુરષ હતા. મને તેઓશ્રીનો પ્રથમ પરિચય ઈ. સ. ૧૯૧૪-'૧૬ માં ટેડુવા કેનાલમાં અમારા તથા તેમના કંટ્રાકટના કામો ચાલતાં હતા ત્યારે થયેલો. ત્યારબાદ ઘણા વર્ષે પ્રભુ-કૃપાથી તેમની સાથે વેવાઈના સગપણ નાતે સંબંધ જોડાયો એટલે પછી ઘણી વખત પરસ્પર મળવાનો પ્રસંગ બનતો.

તેમનો સ્વભાવ પ્રેમાળ, મિલનસાર અને વિવેકી હોવા સાથે તેમનામા બીજા પણ ઘણા ઉત્તમ સદ્‌ગુણો હતા.

તેઓશ્રીને જ્યારે જરૂરી પ્રસંગે બહારગામ જવાનું થતું ત્યારે ત્યાના પરિચિત તેમજ અપરિચિત જે સ્વજ્ઞાતિજનો રહેતા હોય તે બધાની મુલાકાત લઈ સુખદુઃખની પૂછપરછ કરી, કામધંધો, ગામ, ઓળખ વગેરે પૂછી છૂપાયેલું સગપણ ગોતી કાઢતાં ! પ્રેમ દર્શાવી, તેમની સાથે મિત્રતા બાંધી કાયમને માટે નિભાવતા. ઘરે આવી કહેતા, કે આ વખતે હું આટના નવા મિત્રો બનાવી આવ્યો છુ. તે બધાની તથા જ્ઞાતિના અન્ય સજ્જન, મિત્રો ઇત્યાદિની સરનામા સાથે નોંધ રાખતા, અને વખતોવખત તેઓની સાથે પત્ર વ્યવહાર કરતા. દરરોજ આવા દશ પંદર પત્રો તો લખવાના હોય જ. તેમજ દરેક દિવાળીના શુભ પર્વ પ્રસંગે જૂના નવા તમામ

મિત્રોને યાદ કરી સ્વહસ્તે કંકોત્રી લખતા. એવી કંકોત્રીઓનો આંકડો લગભગ ૭૦૦ ઉપરાંત પહોંચતો.

મિત્રો બનાવવા એ પ્રેમ વિના બનતું નથી. વળી મિત્રતા બાંધવી સહેલી છે, પણ નિભાવવી કેટલી મુશ્કેલ છે તે કોણ નથી જાણતું ?

આ રીતે તેઓશ્રી કચ્છની અઢારે ગામની સ્વજ્ઞાતિના લગભગ તમામ કુટુંબોને ઓળખતા. આપણે આપણા જે સગાંને ન ઓળખીએ તેમને તેઓશ્રી ઓળખી નામ સુદ્ધાં બતાવતા. આ ગુણ મિલનસાર સ્વભાવ વિના નથી આવતો.

પોતાને ઘરે ગમે તે પ્રસંગે નાત, પરનાતના જાણીતા કે અજાણ્યા પરોણા આવી ચડે ત્યારે તેઓશ્રી જાતે તેમની આગતા-સ્વાગતા વિવેક સાથે સાચા દિલથી કરતા.

અલબત્ત તેઓ વિશેષ ભણેલા નહોતા, છતાં કંટ્રાકટ કામના બહોળા અનુભવ અને બુદ્ધિ બળે કરી, કાબેલ ઇન્જીનિયર કરતાં વિશેષ સમજી શકતા; ઘણી વખતે ઇન્જીનિયરોએ પણ તેમની સલાહ લેવી પડતી ! ઉપરાંત અમુક શુભ પ્રસંગોએ, સભાઓમાં તેમજ જલસાઓમાં પોતાનો મત દર્શાવવા અથવા માર્ગ દર્શન આપવા લાંબા સમયસુધી ઉત્તમ પ્રકારે ભાષણ આપવાની પણ શક્તિ

પ્રભુ કૃપાએ આજ લગી તેમની ધન-ધાન્ય, પુત્ર-પૌત્ર વિષયક સર્વરીતે દિનપ્રતિદિન બઢતી કળા જણાઈ આવે છે. એ બધો પુણ્ય પ્રતાપ સદ્દગત પરતી પ્રભુકૃપાનો તેમ જ પૂર્વજન્મની ઉત્તમ પુણ્યકમાઈનો જ ગણાય. વિદ્વાનોનુ કથન છે, કે

मनुष्य मजूरी देत है। क्यों राखेगो राम ?

એ કથન સુદ્દલ ખોટું નથી, નીતિવાનનો પ્રભુ ગેબી મદદગાર છે. જેમને પોતાની ઉન્નતિની ઇચ્છા હોય તે પ્રભુ-ભક્તિનો સદ્દગુણ અપનાવે અને અજમાવી જુએ. ભક્તિના પ્રતાપે જરૂર સફળતા મળવાની.

સદ્દગતના પુનિત સ્મરણોનો તો પાર આવે તેમ નથી. સદ્દગતને ભક્તિભાવપૂર્વક વંદન કરી, મારી સ્નેહાંજલિ સમર્પી હાલ વિરમીશ. ઇતિ ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિ

| ભાદાપારા,<br>તા. ૯-૧૧-'૫૮<br>ધન ત્રયોદશી | લિ. આપ સૌનો સ્નેહાધીન,<br>રણછોડ વીરજી વાઢેરના<br>પ્રણામ. |
|---|---|

❀ ॐ तत्सत् ❀

# આપણા બાપા

( એક ભાવભરી અંજલિ )

( નોંધ :—શ્રી નાનજીબાપા સ્વર્ગવાસી થતાં સમસ્ત ગુજરાતી સમાજ તરફથી મળેલ શોકસભામાં સમાજના અગ્રગણ્ય કાર્યકર્તા શ્રી મંગળપ્રસાદ નૃસિંહપ્રસાદ વસાવડાએ આપેલ અંજલિ.—પ્રકાશક )

બહેનો અને ભાઇઓ !

આજે આપણે સહુ જમશેદપુરના અને તેમાંયે સમાજના અગ્રગણ્ય નાગરિક સ્વ. મુરબ્બી શ્રી નાનજીબાપાને શ્રદ્ધાંજલિ અર્પવા એકત્ર થયા છીએ. મુ. શ્રી નાનજીબાપાના અવસાનથી સમાજને ન પૂરી શકાય એવી ખોટ પડી છે.

મર્હુમ નિખાલસ હૃદયના, સેવાભાવી, ધાર્મિક વૃત્તિના, ઉદાર સદ્‌ગૃહસ્થ હતા. સદ્‌ગતે પોતાને હાથે જાહેર તેમજ ખાનગી રીતે પરોપકારનાં અનેક કાર્યો કર્યાં છે. તેઓશ્રીમાં સમાજના ઉત્કર્ષની ભાવના, યુવકો પ્રત્યેનો ઉત્સાહ, તેમજ જાહેર સત્સંગ

સમારભો તથા સેવા ભાવનાની જ્યોત સદાય ઝળહળતી હતી

તેમની સેવામા આડ ગરતુ નામ નિશાન ન હતું. કીર્તિ કે નામનાની લાલસા ન હતી.

તેમના અવસાનથી જમશેદપુરે પ્રતિભાસપન્ન એક આદર્શ નાગરિક ગુમાવ્યો છે જ્યારે સમસ્ત ગુજરાતી સમાજે એક અનુભવવૃદ્ધ, વયોવૃદ્ધ, પરમ ઉત્સાહી તેમજ નિષ્કામ સેવાભાવી પ્રથમ કક્ષાનો એક મહાન આગેવાન ગુમાવ્યો છે. સદ્દગતની ખોટ કદાપિ પૂરાય તેમ નથી.

સામાજિક, વ્યાવહારિક કે ધાર્મિક સમાજના કોઇ પણ પ્રકારના કામ હોય, મુરબ્બી શ્રી નાનજીબાપાનુ વ્યક્તિત્વ તેમા હમેશા મોખરે રહેતુ. ખરેખર સમાજમા તેઓ વ્યક્તિવિશેષ હતા

શ્રી નાનજીબાપા જની અને નવી પેઢી કે પ્રજા વચ્ચેની કડી સમાન હતા. જાહેર જીવનમા અસ્ત થતી અને ઉદય પામતી પ્રજાના બન્ને વર્ગમા સમાન પ્રિય હતા બન્ને વર્ગમા તેમનુ ગૌરવભર્યું અનેરુ એવુ આદરણીય સ્થાન હતુ.

જમશેદપુરને આગણે કોઇ પણ સાધુ-સત, યાત્રિક, વ્યાપારી કે રાજકીય નેતાનુ શુભાગમન થયુ હોય મુ. શ્રી નાનજી બાપાએ તેમની સાથે સપર્ક સાધ્યો જ હોય. તેમના સમારભો

યોગ્ય જનતાને યોગ્ય રીતે લાભ અપાવ્યા વિના તેઓથી રહેવાતું-જ નહિ. આમ તેઓશ્રીનું સમસ્ત જીવન સમાજસેવાની સૌરભથી મહેકતું હતું. સ્વર્ગસ્થના અનુકરણીય જીવનમાંથી સમાજ હંમેશા અમૂલ્ય પ્રેરણા અને બળ મેળવ્યા કરશે.

જૂની પેઢીનો અન્ત થાય અને નવી પેઢીનો ઉદય થાય એ તો સંસારનો સનાતન ક્રમ છે. તેમ છતા આપણને દુ:ખી કરે છે આપણો સ્વાર્થ ! બાકી સર્વ પ્રકારે જોતા મુરબ્બી શ્રી નાનજી બાપા તો મહાન ભાગ્યશાળી થઈ ગયા. ન કોઇ પાસે સેવા કરાવી. મહા પ્રયાણની આગલી સાંજે તો હજુ ખુશખુશાલ સૌને હળ્યામળ્યા હતા. સવારે એ દુ:ખદ સમાચાર સૌના સાંભળવામાં આવ્યા કે મુરબ્બી શ્રી નાનજીબાપાએ આ નશ્વર જગતમાંથી સદાને માટે વિદાય લીધી છે. ખરેખર પરમાત્માની ગતિ ગહન છે. માનવી તેનો પાર પામી શકે તેમ નથી.

પરમ કૃપાળુ પરમાત્મા સદ્દગતના અમર આત્માને સાચી અને શાશ્વત એવી શાંતિ અર્પો. સદ્દગતના કુટુંબી જનોને તેમજ અન્ય આપ્તજનોને આવી પડેલ આ મહાન દુ:ખ ધૈર્ય અને શાનપૂર્વક સહન કરવાનુ સામર્થ્ય અર્પો એજ હાર્દિક પ્રભુ પ્રાર્થના છે.

જમશેદપુર,
તા. ૨૯-૩-૫૫, મંગળવાર

આપ સૌનો સ્નેહાધીન,
મંગળપ્રસાદ નૃ. વસાવડા

# આત્મ-નિવેદન

આદરણીય ભાઈઓ તથા બહેનો !

સ્વ. નાનજીબાપા આજની દુનિયામા સૌથી જુદા તરી આવે એવા પુરુષોમાના એક હતા એમ લગભગ આપણે સૌ માનીએ છીએ.

પૂર્વજન્મ કે પુનર્જન્મને આપણે માનીએ કે ન માનીએ એથી વિશ્વના સનાતન નિયમોમા કંઇ પણ ફેરફાર થઇ શકે તેમ નથી. વિશ્વનિયંતા સમસ્ત વિશ્વનું સંચાલન ચોક્કસ પ્રકારના નિયમો અનુસાર કરી રહ્યો છે તેમાં શક નથી એ નિયમ આપણે માટે અગમ્ય હોય તેથી તેમા કંઇ ફેર પડી શકતો નથી.

માનવજીવન ઘડતરમા પૂર્વજન્મની સંસ્કાર-સમૃદ્ધિ સાથે આનુવંશિક સંસ્કારો તેમજ માતાપિતાનુ ચારિત્ર્ય કેવું મહત્ત્વપૂર્ણ કાર્ય કરે છે તે સમજવા જેવુ છે.

માનવતાના પાયા પર સમાજરચના કરવા માટે દરેક વ્યક્તિ કેટલો અને કેવો ફાળો અર્પી શકે એ દિશામા વિચાર કરવા માટે પણ જીવન સંસ્કાર શાસ્ત્ર મદદરૂપ નીવડે તેવુ છે. પરંતુ આપણે તો વ્યક્તિની પાત્રતા સમજવા એટલા ઊંડાણમા જવાની પણ જરૂર નથી. પરમ કૃપાળુ પરમાત્માએ દરેક વ્યક્તિને વિવેકબુદ્ધિ અર્પી

હાથ ધાર્યા નાખ્યા છે માનવી પોતાની વિવેકબુદ્ધિ એટલે કે અંતરાત્માના અવાજ અનુસાર ચાલવા સાચે જ તૈયાર હોય તો એ માનવતાનો સંપૂર્ણ વિકાસ શકય બને એટલે કે માયાબદ્ધ જીવ 'જીવ' મટી 'શિવ' બને નર કરણી કરે તો નરમાંથી નારાયણ બને આવું અટલ ઈશ્વરી વિધાન છે.

આ રીતે સર્વ કળામાં ત્રણ એવી જીવનકળા જેને સ્વયં સિદ્ધ હતી એવા આપણા નાનજીબાપા આપબળે આગળ વધી જીવનના સર્વ ક્ષેત્રે અનેક મહાન કાર્યો કરવા સમર્થ બની શકયા હતા નારાયણ સાથે લક્ષ્મીદેવીની પણ તેમના પર ઘણી કૃપા થઇ હતી તેમ છતાં સામાન્ય રીતે જણાય છે તેમ અન્ય લક્ષ્મીનંદનમાં નજરે પડે છે તેના ઘમંડ અભિમાન કે અતડાપણાથી તેઓ પર હતા આમ પોતે શ્રીમંત હોવા છતાં શ્રીમંતાઈના દૂષણોથી દૂર હોવા ઉપરાંત તેઓશ્રી સત્યનિષ્ઠા, સેવાભાવ, ગરીબો પ્રત્યેની હમદર્દી ઈશ્વરભકિત, ન્યાય, નીતિ, સદ્‌ભાવના ઇત્યાદિ મહાન સદ્‌ગુણોથી સંપન્ન હતા.

આધુનિક દુનિયામાં રહેવા છતાં તેમની સાદાઈ, મધુર વાણી, વિનોદી પ્રકૃતિ, સ્વચ્છ સાદો પહેરવેશ, માયા મમતા તેમજ ઈશ્વર-પરાયણતા ખરેખર ધ્યાન ખેંચે તેવા હતા

લગભગ છેલ્લા ૧૦ વર્ષ પહેલા મને તેમના પરિચયમાં આવવાનું સદ્‌ભાગ્ય સાંપડયું તેમના સ્નેહભર્યા સંપર્કથી મને અત્યંત આનંદનો અનુભવ થયો જમશેદપુરમાં આવ્યા પછી પ્રભુ કૃપાથી અમારી એક નાની સરખી ભજનમંડળી ચાલુ થઇ

હતી. તેને સહારો આપનાર પણ એ નાનજીબાપા જ હતા. હું આમ એટલા માટે માનુ છુ, કે ભજનમંડળી ચલાવવાનું મારુ સામર્થ્ય ન હતુ. પરંતુ વિશ્વનિયંતા પરમ કૃપાળુ પરમાત્માની એ તો ખૂબી છે, કે તેનુ કાર્ય જો કોઇ ભાવનાપૂર્વક પ્રારંભે છે, તો સમય પર તે જ હાજર થઇ કાર્યસિદ્ધિનો અનુભવ કરાવી જાય છે. શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રી ભગવાને પોતે જ કહ્યુ છે, કે જ્યાં મારો નિષ્ઠાવાન ભક્ત નિરાધાર હોય ત્યા હુ જાતે જઇ પહોચું છુ તેમ જ જ્યા મારો સામર્થ્યવાન ભક્ત હોય ત્યા તેના હૃદયમા બીજા ભક્તને સહાય કરવાની પ્રેરણા જગાડુ છુ. એ રીતે સ્વ. નાનજીબાપા સાથેનો મારો સમાગમ એક જબરદસ્ત સહારા રૂપ નીવડયો. તેમણે જ મારા કાર્યમા પ્રાણ પૂર્યો. જેથી મારા મનને ઘણો જ આનંદ થયો.

પૂ. નાનજીબાપાનો ઉપકાર હું મારા જીવનમા કદાપિ ભૂલી શકીશ નહિ એમની મારા પ્રત્યેની લાગણી હર સમય તેમનું સ્મરણ કરાવતી રહેશે. મારાથી તેઓશ્રી દૂર હોવા છતા તેઓશ્રીના સાન્નિધ્યમા જ જાણે કે હું રહેતો હોઉ એવુ મારા મનમા થયા કરે છે.

આમ થવાનુ પણ કારણ છે. મૃત્યુ પહેલા સાતેક દિવસ પર એમણે ભાવપૂર્વક મને પોતાની પાસે બોલાવી પૂછ્યું, "નગીનભાઈ ! આ મંદિર કોનું છે?" મેં પ્રત્યુત્તર આપ્યો, કે "જેનુ આ મકાન છે, તેમનુ મંદિર છે, બાપા !" પરંતુ તેમના આત્માને મારા આવા જવાબથી શાંતિ કે સમાધાનનો અનુભવ થયો નહિ. એટલે એમના જ મોઢેથી જવાબ મળ્યો કે, "પાગલ

જેવુ બોલાય નહિ, હુ માનુ છુ કે આ મકાન મારુ છે, પણ આ મંદિર મારુ છે એમ હુ કેવી રીતે કહી શકુ? આ મંદિર તો તેના ભકતનું છે એની દેખરેખ રાખવાનુ હવે હું તમારા જેવા ભાવિક ભકતને સોંપુ છુ કારણ કે મનુષ્યના જીવન કે મરણનો કોઈ ભરોસો નથી ' પૂ બાપાના અંતરના ઊંડાણમાથી નીકળેલી મધુર વાણીએ મારા હૃદયને જીતી લીધુ તેઓશ્રીના એ મોહક શબ્દો હજુયે મારા કાનમા ગૂંજે છે મે તેમની વાત હૃદયપૂર્વક સ્વીકારી લીધી ત્યા સાતેક દિવસમા એવો પ્રસગ આવ્યો કે દિવ્ય પ્રકાશના દાતા શ્રી નાનજીબાપા ચાલ્યા ગયા ! એ દિવસે હુ મારા મનને પૂછવા લાગ્યો કે આ શુ થયુ? પરંતુ મારા હૃદયને દિલાસો આપનાર ત્યા કોઈ હતુ નહી

મારે કાર્ય અને આપેલ વચન નિભાવવાની જવાબદારી મારી સામે હતા તન મનથી પોતાનુ પવિત્ર કર્ત્તવ્ય સમજી તેનુ યથાશકિત પાલન કરવા હુ બનતુ કરી રહ્યો છુ

પરમ કૃપાળુ પરમાત્મા પ્રત્યે મારી હાર્દિક પ્રાર્થના છે, કે પૂ નાનજીબાપાનો આત્મા જ્યા હોય ત્યા તેમને શાશ્વત સાચી શાંતિ પ્રાપ્ત થાઓ અને આપણે સૌ તેમના આશીર્વાદને પાત્ર બનીએ ઇતિ ૐ શાન્ત શાન્તિ શાન્તિ

| જમશેદપુર. તા ૧૦-૧૧-'૫૮ | લિ આપ સૌનો કૃપાભિલાષી<br>નગીનભાઈ પટેલના<br>અસંત પ્રેમપૂર્વક ભગવદ્-સ્મરણ |
|---|---|

ૐ

# ધન્ય ધન્ય ગૃહસ્થાશ્રમ

ભગવદ્‌ભક્ત શ્રી નાનજીભાઈના જીવન પ્રસંગો લખવા બેસીએ તો પાર આવે તેમ નથી. તેમની પાવનકારી યાદગીરીમાં સ્મૃતિ-ગ્રંથ પ્રગટ થઇ રહ્યો છે. એ પ્રસંગે હું પણ હૃદયના ભાવ પ્રગટ કરવાની અભિલાષાને રોકી શકતો નથી.

શ્રી નાનજીભાઇના આદર્શ ગૃહસ્થાશ્રમનો અનુભવ થતાં મને શ્રી પુનિત મહારાજનાં એ પદો યાદ આવી જાય છે.

(૧)

ધન્ય ધન્ય ગૃહસ્થાશ્રમ

( રાગ—ઓધવજી સંદેશો કહેજો શ્યામને )

ધન્ય ધન્ય ગૃહસ્થાશ્રમ ગણીએ આ લોકમાં,
જેના ઘરમાં નિત્ય ગોવિંદના ગાન જો. ૧
સંત સમાગમ હરિ-ચર્ચા જ્યાં થઇ રહી,
તે ઘર ઉતરે વૈકુંઠથી વિમાન જો. ૨

નાર સુલક્ષણ પુત્રો આજ્ઞાંકિત છે,
ઘર નહિ પણ તે દેવતણા છે દ્વાર જો  ૩
હાથ હાથ મિલાવી હસતા સચરે,
" પુનિત " પહોંચે જ્યાં બેઠા ભગવાન જો  ૪

(૨)

હવે ગૃહસ્થાશ્રમનુ બીજુ ચિત્ર જુઓ
ધિક્ ધિક્ ગૃહસ્થાશ્રમ

ધિક્ ધિક્ ગૃહસ્થાશ્રમ ગણીએ આ લોકમાં,
જેના ઘરમાં ગોવિંદના નહીં ગાન જો  ૧
સતને ધક્કા, હરિ ચર્ચા મુદ્દલ નહીં,
ઘર નહિ પણ તે મડદાનુ સમશાન જો.  ૨
નાર કુલક્ષણ પુત્રો જ્યાં મામા થતા,
તે ઘર ઉતરે કુદરતના તોફાન જો  ૩
આપ આપ લડ ભી રત્ના સચરે,
' પુનિત ' પહોંચે યમરાજાને સ્થાન જો  ૪

અનુભવના ઉદ્‌ગાર તરીકે મારે કહેવુ જોઈએ કે ખરેખર શ્રી નાનજીભાઈનો ગૃહસ્થાશ્રમ ધન્ય ધન્ય ગૃહસ્થાશ્રમ' એટલે કે શ્રી 'પુનિત' મહારાજ કહે છે તેમ પ્રથમ પ્રકારનો હતો. આહાહાહા ! એ કૃતાર્થ પુરુષના ગૃહસ્થાશ્રમ વિષે હુ શુ લખુ ? શુ ન લખુ ?

૧ દરરોજ પ્રભાતના પહોરમાં શ્રી નાનજીભાઈનું શ્રીકૃષ્ણમંદિર ઝાલર-આરતીના મધુર રણકાર અને કીર્તનભજનથી ગૂંજતું હોય જ.

૨ તેમનો અતિથિ સત્કાર એટલે માત્ર વાતોનાં વાળું નહિ પણ તન મન ધન અને મધુર વચનની સાર્થકતા યુક્ત પૂર્ણ આતિથ્ય.

૩ તેમની સહૃદયતા એટલે આગંતુકને હૃદયના પ્રેમપૂર્વક અપનાવી તેમના સુખ-દુઃખના સાથી બની પોતાની સહૃદયતાનો સક્રિય અનુભવ કરાવવો.

૪ તેમનો સત્સંગ એટલે સવાર, બપોર અને સાંજ નિયમિત રામાયણ, ગીતા અને સંકીર્તનનો પરિવાર તેમજ સ્નેહીમંડળ સમેત પ્રાણવંત સત્સંગ.

૫ તેમના પ્રથમ પરિચયનો પ્રસંગ યાદ આવે છે. પોતાના નાનકડા શ્રીકૃષ્ણમંદિરમાં તેમણે મારો હરિ-કીર્તનનો કાર્યક્રમ રાખ્યો. સત્સંગની પૂર્ણાહુતિ પ્રસંગે અત્યંત પ્રેમપૂર્વક તેઓ મને ભેટી પડયા. પ્રસન્નતાપૂર્વક અમૃત નીતરતી આંખડીએ મારા સામું જોઈ તેઓ કહે છે, "હેમરાજભાઈ ! તમે હજારો સત્સંગીના મનને રીઝાવી શકવાનું સામર્થ્ય ધરાવો છો. ખરેખર તમારા પર મારા વા'લા પરમ કૃપાળુ પરમાત્માની મહાન કૃપા છે. એ જાણી મને ભારે આનંદ સાથે સંતોષ થયો છે"

ખરેખર મારામા તો કઇ નથી. પરતુ તેમ છતા આ તેમના હૃદયનો ભાવ હતો. તેમના પ્રોત્સાહક હૃદયોદ્દગારે મારો ઉત્સાહ અનેકગણો વધારી મૂકયો.

આવા ગુણગ્રાહી પરમ ભગવદ્દભક્ત પુરુષને શ્રદ્ધાજલી સમર્પિત કરવાનો મને ય સુઅવસર સાપડયો તેને હુ મારુ પરમ સદ્દભાગ્ય સમજુ છુ, અને તેથી હુ મારી જાતને ધન્ય ધન્ય માનુ છુ.

તેમના પાવનકારી સંસ્મરણો અને નિર્મળ પ્રેમ યાદ આવી જતા આજે ય હૃદય ગદ્દગદ્દ થાય છે, આ ખો ભીની થાય છે મને થાય છે, કે આહા! આવા મીઠા મનના માનવી કલિગ્રસ્ત આ જગતમા મને હવે અન્યત્ર કયા મળશે ?

આવા પરમ ભગવદ્દભકત મહાન આત્માઓની સદ્દગતી માટે પ્રભુ-પ્રાર્થના કરનાર આપણે તે કોણ માત્ર ? તેમને માટે પ્રાર્થનાની આવશ્યકતા પણ ન હોય કારણ કે તેમનો તો અવશ્ય વૈકુઠવાસ જ હોય આ તો 'कुल पवित्रं जननी कृतार्था वसु धरा पुरयवती च तेन' જેવુ છે એટલે આપણે સૌ તેમના આશીર્વાદ ઇચ્છીએ

| | |
|---|---|
| મોતી કટરા,<br>કેડી બજાર, બનારસ,<br>તા ૯-૧૧-'૫૮<br>રવિવાર | जय श्रीकृष्ण ।<br>વિ શ્રી હરિભકતોનો દાસાનુદાસ<br>હેમરાજ ગમજી કક્કડ<br>કીર્તનકાર |

લોક ભારતી
પો. સણોસરા (સૌરાષ્ટ્ર)
"સમાજ સદેશ" કાર્યાલય
તા ૯-૧૧-૧૯૫૮.

ભાઈશ્રી,

આપનો પત્ર મળ્યો સ્વ મુ શ્રી નાનજીભાઈની સ્મૃતિને ટકાવી રાખવા અને એમના જીવન-આદર્શોનુ સતત ચિંતન કરી એમાથી પ્રેરણા મેળવવા તમે જે પ્રકારનો ભજન-મગ્રહ યુકત સ્મૃતિ-ગ્રથ તૈયાર કરી રહ્યા છો એ સમાચારથી મને અત્યત આનન્દ થયો છે.

સ્વ. મુ. શ્રી નાનજીભાઈનુ જીવન માત્ર તમારા જ કુટુમ્બને નહિ પણ સમસ્ત સમાજમા જેને ભક્તિ, શ્રદ્ધા અને પુરુષાર્થ તરફ પ્રેમ અને આદર છે તેવા સૌ કોઈને પ્રેરણા આપનારુ બને એવી તેમની રહેણી-કરણી અને જીવન-દૃષ્ટિ હતી. એમની ઈશ્વર-ભક્તિ, નિયમિતતા, ચોકસાઈ અને પુરુષાર્થ આ સ્મૃતિ-ગ્રથના વાચકોમા પ્રગટો એવી મારા અતરની શુભેચ્છાઓ પાઠવુ છુ.

તમે સૌ એમના કર્ત્તવ્યનિષ્ઠ પુત્રો સ્વર્ગસ્થ પિતાના આદર્શોને જીવનમા ઉતારી એમની સ્મૃતિને તાજી રાખવા શકય કરી રહ્યા છો એ માટે તમને સૌને મારા અતરથી અભિનન્દન

વૈદ્ય પ્રાગજી મોહનજી રાઠોડ
"ચિકિત્સક"

"જાગૃતિ" કાર્યાલય
૪-સદાશિવ પેઠ
પુના-૨
તા. ૧૦-૧૧-૧૯૫૮

ભાઈશ્રી,

તમારા પત્ર બદલ આભાર માનું છુ સ્વ નાનજી બાપાના નામથી જમશેદપુરમા આજે કોણ અજાણ છે? તેમણે પોતાનુ જીવન ઇ. સ. ૧૯૭૨ પછી જમશેદપુરમા વિતાવ્યુ ત્યાથી એમણે જે કંઇ મેળવ્યુ તેનાથી અનેકગણુ ત્યાની જનતાને આપ્યુ એથી તેમનું નામ જમશેદપુરના ઇતિહાસમા સુવર્ણ-અક્ષરે અમર થઇ ગયુ છે.

સ્વ નાનજીબાપા સફળ કન્ટ્રાકટર કે માત્ર વેપારી ન હતા જો કે એ ક્ષેત્રમા તેમણે પુરુષાર્થ દાખવી ઘણું નામ કર્યું. પરન્તુ તેમની પ્રતિભા સામાજિક કાર્યોમા અને ધાર્મિક ક્ષેત્રે વિશેષ દીપી ઊઠી હતી.

માનવધર્મ બજાવવામા તેમણે કદી પાછીપાની કરી ન હતી જેમ જેમ તેઓ જાહેર ક્ષેત્રે સેવા અર્પણ કરતા ગયા તેમ તેમ તેમનુ વ્યક્તિત્વ વધારે ઝળકી ઊઠ્યુ હતું.

તેમના જીવનનો આદર્શ અનેરો હતો. અને તેનું પાલન કરવામા તેમની ચીવટ પણ વિશિ ' પ્રકારની હતી. ઘેર કોઈ મહેમાન

અથવા સાધુસંતનું શુભાગમન થાય ત્યારે તેઓ ઘણાજ ખુશ થતા અને તેમની આગતાસ્વાગતા કરવામા અનુપમ આનંદ અનુભવતા.

દાન દેવામા પણ તેમણે કદી પાછી પાની કરી ન હતી નવા વર્ષની ખુશાલી કે અધિકમાસ પ્રસંગે તેમજ શ્રાવણીપૂનમમા ગરીબોને, બ્રાહ્મણોને અને સાધુસંતોને જાહેર તેમજ ગુપ્ત રીતે દાન આપતા કોઈ પણ પીડિત અથવા ગરીબ નજરમા આવે તેનો પુકાર સંભળાય યા ન સંભળાય તો પણ શક્તિ અનુસાર અવશ્ય મદદ કરતા. મોટે ભાગે તો દાન એવી રીતે કરતા કે જમણા હાથે દાન અપાય અને ડાબા હાથને તો ખબર પણ ન પડે ! તેમના જીવનનું આ એક મહત્ત્વપૂર્ણ પાસુ હતું.

તેમના જીવનનુ એક બીજુ પાસુ આથી પણ વિશેષ ઉજ્જવળ હતુ અને તે હતી તેમની ટેક

ઇ સ ૧૯૨૨મા ગાધીજીની અસહકારની ચળવળે તેમના જીવન પર ઊંડી અસર કરી ત્યારથી તેમણે આજીવન ખાદી પહેરવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી અને તે જીવનભર પાળી સાદુ જીવન અને ઉચ્ચ વિચારનો ( Simple living and high thinking ) આદર્શ તેઓ સૌ સમક્ષ મૂકી ગયા છે.

સ્વ નાનજીબાપા પોતાના પુરુષાર્થ અને બાહુબળથી

આગળ આવ્યા તેઓ કદી હિંમત હાર્યા ન હતા. બ કે બીજાઓ માટે તેઓ પ્રેરણામૂર્તિ સમાન હતા આમ એ ગરવા ગુજરાતી ભારતના એક આદર્શ નાગરિક તરીકે પેતાની સેવા અર્પણ કરતા ગયા છે.

બાપાનુ જીવન એટલુ બધુ વિવિધતાભર્યું હતુ, કે એ બધુ લખવા બેસીએ તે મોટુ પુસ્તક થાય મે તો બાપાના ભવ્ય જીવનના એક પાસાનુ સક્ષેપમા માત્ર વર્ણન કર્યું છે તેમનામા માનવતાને પ્રકાશ કેવો ઝળહળી ઊઠયો હતો તેનો નામ માત્રનો ઉ ેખ જ કર્યો છે. જો કે આ લેખથી મને સતોષ થયો નથી અને આખુ પુસ્તક ભરાય એટલુ લખુ તો પણ સંતોષ થાય તેમ નથી

આપણા શાસ્ત્રોમા કહ્યુ છે, કે આવા સુપુત્રોથી તેની માતા (જનની) કૃતાર્થ થાય છે, ગૌરવ અનુભવે છે, જેથી કુળ પવિત્ર બને છે, ખાનદાની વધે છે આવા ચારિત્ર્યવાન પુરુષો પૃથ્વીને પણ પાવન કરતા જાય છે

कुलं पवित्रं जननी कृतार्था वसुंधरा पुण्यवती च तेन ।

અતમા આ ભજનાવલી અને સ્મૃતિગ્રથ સર્વ વાચકોને પ્રેરણાદાયી થાઓ એવી અતરની અભિલાષા સાથે મારા અતરની શુભેચ્છા પાઠવી વિરમુ છુ

લિ છગનલાલ કરમણ યાદવ B A.

# આપણો ઉદય

( વસંતતિલકા )

જો પ્રાર્થના પ્રથમ રોજ કરી સુવાય,
ઊઠી ઉષા-સમય જો હરિને સ્મરાય;
સૌના હિતાર્થ શ્રમમાં દિન-રાત જાય;
તો આપણો ઉદય અદ્ય અવશ્ય થાય.

રક્ષાર્થ અન્ન વળી વસ્ત્ર સદા ગ્રહાય,
ને આ તને પરહિતાર્થ જ જો કરાય;
સ્વીકાર માત્ર અનિવાર્યતણો જ થાય,
તો આપણો ઉદય અદ્ય અવશ્ય થાય.

ઇન્દ્રિય તૃપ્તિ તજી સંયમ જો પળાય,
અજ્ઞાન દૂર કરવા જ બધે ફરાય;
સત્સંગ જો સતત આદરી સુધરાય,
તો આપણો ઉદય અદ્ય અવશ્ય થાય.

જમશેદપુર,
તા. ૯-૧૧-'૫૮

રચયિતા—
દેવશંકર વિ. ત્રિવેદી

# —: સંકલ્પ શક્તિ :—

લગભગ ઇ. સ. ૧૯૨૦ની આ વાત છે. વિલાયતી માલનો બહિષ્કાર કરવાની અને હાથથી કાંતીને ખાદી પહેરો અથવા ગરીબોની મહેનતથી તૈયાર થયેલ ખાદી જ ધારણ કરો એમ બાપુએ દેશવાસીઓને હાકલ કરી હતી, સાથે સાથે ચાહ તથા ધૂમ્રપાનનો ત્યાગ કરી આત્માને શુદ્ધ કરવાનો બોધ આપેલો. આની અસર ભારતવર્ષના લાખો માણસો પર થયેલી અને લાખો માણસોએ આવી પ્રતિજ્ઞાને ઝીલી બાપુને સાથ આપ્યો હતો.

એ સમયે યુવાન નાનજીભાઈનુ હૃદય પણ ડગી ગયુ. તેમણે વિદેશી કાપડને તિલાન્જલિ આપી સાથે ચાહ કે ધૂમ્રપાન પણ કદી ન લેવાની પ્રતિજ્ઞા લીધી.

★ ✻ ★

વર્ષો પહેલાના એક સોમવારની આ વાત છે. એક યોગીએ તેમને કહેલું કે અઠવાડિયામા તમે એકટાણુ (એક વખત ભોજન) કરો તો તમારો આત્મા શુદ્ધ થશે અને શરીર પણ નિરોગી બનશે. તરતજ તેમણે આ વ્રતને સ્વીકારી લીધું અને તે જ દિવસે (સોમવારથી) તેનો અમલ શરૂ કરી દીધો. ત્યાર બાદ ઇ.સ. ૧૯૪૬મા જ્યારે તેમણે પોતાના ઘરમા શ્રીકૃષ્ણમંદિરની સ્થાપના કરી ત્યારે પોતાની લીધેલી ટેકને નિભાવવા મંદિરમા દર સોમવારે પ્રભુનુ ભજનકીર્તન શરૂ કર્યું. સોમવારે તેઓ આખો દિવસ ઉપવાસ કરતા. રાત્રે શ્રીકૃષ્ણમંદિરમા બેસી ભજનકીર્તન થયા પછી જ જમતા હતા

**આ બન્ને ટેક તેમણે જીવનભર પાળી હતી**

# પુષ્પાંજલિ



શ્રી નાનજીભાઈ દેવ થયાના સમાચાર જાણી તેમના સગાં-સંબંધી, સ્નેહીજનો, પ્રશંસકો, શુભેચ્છકો તેમ જ ચાહકોએ તેમના કુટુમ્બીઓને લખેલ મેકલો આશ્વાસન પત્રોમાંથી થોડાક પત્રોનો મહત્ત્વપૂર્ણ ટૂંક સાર પુષ્પાંજલિ રૂપે અત્રે આપવામાં આવ્યો છે.

—પ્રકાશક.

# પુષ્પાંજલિ

બાલશિક્ષણ મંદિર (કલકત્તા) તા. ૧-૪-૧૯૫૫

જેઓ સૌના પૂજનીય હતા તેમના મૃત્યુના સમાચારે મારા જેવા અનેકને પિતૃહીન બનાવ્યા હશે. જન્મ્યું તેનું મૃત્યુ સ્વાભાવિક વાત હોવા છતાં આવા પુણ્યાત્માઓ પૃથ્વી પરથી ચાલ્યા જતા અમોને તીવ્ર આઘાત થાય છે ત્યારે આપ સૌની વિપત્તિની તો કલ્પના જ કરવી રહી. ગંગા સ્વરૂપ પૂ. માતુશ્રીની પરિસ્થિતિ તો સૌથી કરુણ હશે. પરન્તુ પૂ બાપા પાસેથી જે ભક્તિનું તત્ત્વ મેળવ્યું છે તેને આધારે સૌ શાંતિ ગ્રહણ કરશો.

લિ. પ્રતાપરાય અંબાશંકર યાજ્ઞિક

ગોંદિયા (મધ્યપ્રદેશ) તા. ૨૬-૩-૧૯૫૫

......રામનવમીને નવ દિવસ બાકી હતા એટલે અમે રામનવમી ઉત્સવની પત્રિકાની રાહ જોતા હતા. પણ અમારા દુર્ભાગ્ય કે આજે આ દિલગીરીભર્યો પત્ર વાંચવો પડયો. ઇશ્વર તેમના અમર આત્માને શાંતિ આપે.

લિ. વિરમ હીરજી પરમાર

કલકત્તા (બંગાલ) તા. ૨૮-૩-૧૯૫૫

......તેમની સાથે મારો પરિચય લગભગ ૧૯૨૨થી૧૯૨૪ સુધી હતો ત્યારબાદ તેમણે જે સુવાસ ફેલાવી, કારકિર્દી ઉજ્જવળ બનાવી છે એથી તેમનુ નામ સદા અમર રહેશે.

લિ. પી. પી. બહાદુરજી

---

દયાકુશમ (મદ્રાસ) તા. ૩૦-૩-૧૯૫૫

......આત્મા અમર ને અવિનાશી છે તેનો કદી નાશ થતો નથી. "આત્મા" હમેશા ખોળિયુ જ બદલે છે નાશ ફક્ત સ્થૂલ શરીરનો જ થાય છે અને આપણો તેની સાથે ઘણો સબધ હતો. તેથી ખુબ શોક થાય એ સ્વાભાવિક છે તમારા વહાલા માવિત્રના અમર આત્માની ખોટ થવી તમોને જે દુખ થયુ છે તેમા અમો આ પત્ર દ્વારા અમારો સુર પુરાવીએ છીએ, કે પરમ કૃપાળુ પરમાત્મા તેમના અમર આત્માને શાતિ અર્પે.

લિ વાલજી જયરામ મોથ'કી

કલકત્તા (બંગાલ) તા. ૩૧-૩-૧૯૫૫

......હું તમારા પિતાશ્રીના બહુ સારા પરિચયમાં આવ્યો હતો અને તેમનો પણ મારા પર ખૂબજ પ્રેમ હતો. તેમના જવાથી આખા જમશેદપુરને પૂરી ખોટ આવી છે. કારણ અત્યારના જમાનામાં આવા સાચા સેવાભાવી કાર્યકર હવે જમશેદપુરને મળવા મુશ્કેલ છે.

લિ. લીલાધર હીરાચંદ કમાણી

---

કાઝીપેટ (આંધ્ર પ્રદેશ) તા. ૩૦-૩-૧૯૫૫

પૂજ્ય નાનજીભાઈ સાથે મારો પરિચય થોડા સમયથી હતો. પરન્તુ તે સમય દરમ્યાન તેમના ઘણાં સદ્‌ગુણોથી વાકેફ થવાનું ભાગ્ય મને પ્રાપ્ત થયેલું. તેમના અત્યંત પરગજુ-વિચારશીલ અને માયાળુ સ્વભાવ પ્રત્યે મને માન થયું. પરમાત્મા તેમના આત્માને શાશ્વત શાંતિ આપે.

લિ. કાલીદાસ ત્રીકમજી ચાવડા

---

ગોંદિયા (મધ્ય પ્રદેશ) તા. ૨૮-૩-૧૯૫૫

......આપણા સમાજ પ્રત્યે સ્વર્ગસ્થ શ્રી નાનજીભાઈની સેવાભાવે જે ઊંડી ધગશ હતી તેનો કીર્તિ-પ્રકાશ ઘણાં વર્ષો સુધી એકધારો પ્રકાશ્યા કરશે. તેમના અધૂરા મનોરથોને આપ સર્વે ભાઈઓ એટલાજ ખંતથી આગળ ધપાવ્યે રાખો એવી પ્રભુ પાસે પ્રાર્થના.

લિ. રતનશી પંચાણભાઈ ચૌહાણ

મુંબઈ તા. ૨૬-૩-૧૯૫૫

..... શ્રી નાનજીભાઈ અમારી સાથે ઘેરાબનો નાતો ખૂબ પ્રેમપૂર્વક રાખતા હમણાં તેમનો ૧૬ તારીખનો લખેલ પત્ર આવેલ, તેમા લખેલ હતુ, કે " મારી તબિયત તમારા આશીર્વાદથી ઠીક ઠીક રહ્યા કરે છે માટે અમારા પ્રત્યે મીઠી નજર રાખશો " આમ તેઓ છેલ્લા ત્રણચાર કાગળોથી બરાબર લખતા હતા આ લખાણનો શું હેતુ હશે તેનો હજી તો હું વિચાર કરતો હતો ત્યાં તમારો તાર આવ્યો છે ! સાર દુઃખ હવે તમને શું વર્ણવું ?

લિ. દેવશી રાજાભાઈ ચૌહાણ

---

કોટડા (કચ્છ) તા. ૩૦-૩-૧૯૫૫

... કલકત્તાથી અમે ગઈકાલે કોટડા પહોંચ્યા છીએ. અને આજે ટપાલીઓ તમારો તાર અને પોસ્ટકાર્ડ બન્ને એક સાથે આપી ગયો તમારા પિતાશ્રીની મુલાકાતની અમારી જે ઇચ્છા હતી તે પૂર્ણ થઇ નહિ જે અમારી ભૂલનુ પરિણામ છે. તમારા પિતાજીનો આગ્રહ છતા અમે દિલ્હી રસ્તે અત્રે આવ્યા, જો મુંબઇ રસ્તે આવ્યા હોત તો ટાટા જરૂર ઉતરવાનુ જ હતું અને મુલાકાત પણ થાત... હવે શુ થવાનું છે તે આપણે જાણી શકતા નથી.

લિ. પટેલ ભીમજીભાઇ કેશરા

પટના (બિહાર) તા. ૬-૪-૧૯૫૫

...એસેમ્બલી ચાલે છે એટલે પટના આવવાનું થતા આપના પિતાશ્રીના સ્વર્ગવાસના ખબર મને મોડા મળ્યા છે. તેમના અવસાનના સમાચાર જાણી ઘણું દુઃખ થયું. એમણે એમનું જીવન જાહેર સેવામાં વિતાવ્યું હતું. ઈશ્વર સદ્‌ગતના આત્માને શાંતિ આપે

લિ. પુરુષોત્તમ ખીમજી ચૌહાણ (M L A)

મુંબઈ તા. ૨૮-૩-૧૯૫૫

..... હજી સવારે જ અમોએ તમને વેપાર સંબંધી પત્ર લખ્યો. ત્યારે બાપાને યાદ કર્યા હતા. પત્ર ૭ વાગે પોસ્ટ થયો ને ૮ વાગ્યે કલકત્તાથી સમાચાર આવ્યા કે બાપા તો ચાલ્યા ગયા છે. બાપાના ઉચ્ચ વિચારો અને ઉચ્ચ ભાવનાએ અમોને ખૂબ જ પ્રોત્સાહન આપ્યું હતું. બાપાના સંપર્કમાં આવ્યા બાદ અમારા વિચારોનું પણ પરિવર્તન થઈ ગયું.

લિ. ડાહ્યાલાલ નાનચંદ શાહ

માધાપુર (કચ્છ) તા. ૨૬-૩-૧૯૫૫

...હું સ્વર્ગસ્થના આત્માની શાંતિ ઇચ્છું છું અને આપના પર આવેલા દુઃખમાં સહભાગી થાઉં છું. તેમનામાં સેવાભાવ અને પરોપકારવૃત્તિના જે ઉંચા સદ્‌ગુણો હતા તથા કુટુંબીઓ અને સમાજ તેમજ દેશને ઉપયોગી થવાની જે ભાવના હતી તેથી તેઓ પોતાનું જીવન સાર્થક કરી ગયા છે. સમાજને એમની ન પૂરાય તેવી ખોટ પડી છે. એમના જીવન કાર્યમાંથી આપણે પ્રેરણા મેળવીને ધન્ય થઈએ, એજ અભિલાષા...

લિ. માવજી મૂળજી ચૌહાણ

આબુરોડ (રાજસ્થાન) તા. ૨૫-૩-૧૯૫૫

...હૃદય મુંઝાવતો તાર અત્યારે જ મળ્યો...આજે જમશેદપુરનો ઝળહળતો એક તારો ખરી પડયો. હું તેમની સાથે ૧૯૦૫થી ગુડીહારી, આસનસોલ, ટાટા (સાથે જ) હર્યો-ફર્યો છું. અને ત્યારથી એ પ્રભુપ્રેમી ઉપર મારી મીટ મંડાણી છે. મે અને તમારા પિતાજીએ એક માતાના પેટે અવતાર નહોતો લીધો એટલું જ, બાકી તેમનુ મારા પર જે વાત્સલ્ય હતુ તે સગાભાઇથી પણ ઘણું વિશેષ હતુ ..અને શું હું વિશ્વાસ કરૂં કે આવો મારો ભાઇ આ દુનિયામા હવે નથી ?

( ગંગાસ્વરૂપ પૂજ્ય ભાભીશ્રી જતુ બ્હેન !

પરમાત્માએ આજે તમારો સોહાગ છીનવી લીધો તો પછી પ્રભુને દયાળુ કેમ કહેવો ? ...પણ આ દુનિયામાં જે આવ્યું તે જવાનું તો છે જ માટે જ્ઞાનપૂર્વક દૃઢ મનોબળ રાખશો. જવાનું તો સહુને છે કોઇને આજે કોઇને કાલે... .. )

...છે બે સુપુત્રોને મારી એક વિનતિ છે. તમારા પિતાજીનો ફોટો અને સાથે તેમની પાદુકા (ખડાઉ) સંભાળપૂર્વક જરૂર રાખી મુકશો. આજે જ મે રામાયણમા તે સબંધે ભરત અંગે વાંચ્યું છે અને પાદુકાની પૂજા ઉત્તમ સમજી લખું છું..... હવે મારા ભાઈને તો નહિ જોઈ શકુ પણ આ પાદુકા જોઇ મારું મન શાંત રાખીશ.

લિ. કાકા ખેંગાર ભીમજી ટાંક

अशोक आश्रम (देहरादुन) ता ३१-३-१९५५

श्री नानजी गोविन्दजी के स्वर्गवास का समाचार जानकर मुझे और समस्त आश्रम वासियों को बहुत दु.ख हुआ है। कृपया समस्त परिवार को हमारी तरफसे समवेदना कहें। परम पिता परमात्मा स्वर्गीय पवित्र आत्मा को शांति प्रदान करे।

आपके समान दु खी
धर्मदेव शास्त्री

ચંડીખોલ (ઓરિસ્સા) તા. ૨૯-૩-૧૯૫૫

સ્વર્ગસ્થે સંસારના કામો તેમજ ધર્મના કામો સારી રીતે કર્યા છે પ્રભુકૃપાથી આપ સાતે ભાઇ મળીને પિતાશ્રીની કીર્તિમા વધારો કરશો એવી પ્રભુને મારી સમવેદના તથા તમોને આશીર્વાદ છે.

લિ બ્રહ્મચારી ભગવાનદાસ

મીનાગરા (કચ્છ) તા. ૩૦-૩-૧૯૫૫

.. જિન્દગી જ્યારે ખતમ થાય છે ત્યારે સારવાર કંઇ કામ કરતીજ નથી આપના કુટુમ્બને તો ખોટ આવીજ છે પણ આપણી જ્ઞાતિને પણ મોટી ખોટ આવી છે. " આદર્યાં અધવચ્ચ રહે–હરિ કરે સો હોય ! " તેમજ " ન જાણ્યું જાનકીનાથે સવારે શું થવાનું છે " આ કહેવત ખરી જ છે અઢારગામના ઇતિહાસનું કામ પૂરું થઇ શક્યું નહિ પ્રભુ ઇચ્છા ! તેમણે લોકોપયોગી કામો કર્યા છે તે કદી ભૂલાવાના નથી – એમનું નામ અમર છે.

લિ. હેમરાજ કાનજી ચાવડા

મનચેરીયલ (આંધ્ર પ્રદેશ) તા. ૨૬-૩-૧૯૫૫

.. શોક પાળવો ! એટના માટે કે આપણી વચ્ચેથી નાનજીભાઇ ચાલ્યા ગયા ! કે પછી તેમણે તેમનુ જીવન સાર્થક કર્યું છે તેનો હર્ષ કરવો ? અરે.. આ શોક અને હર્ષનો કેવો સંગમ ! એક વિચાર આપણને ગમગીન બનાવે છે ત્યારે બીજો વિચાર આપણને સાન્ત્વના આપી રહે છે ! તેઓ તો તમારા ઘરના મંદિરમાંજ બેઠા છે આપણે બધા તેમને જોવાનો તેમની રીતે પ્રયાસ કરીએ ! મને આશા છે તેઓ જરૂર દેખાશે...

લિ. કરશનજી ખેંગાર ટાંક

દેવલિયા (કચ્છ) તા. ૩૦-૩-૧૯૫૫

...તેમનુ જીવન સ્તુતિપાત્ર હતુ. આપણને આજે આશા રહી જાય છે, કે તેમણે વધુ આયુષ્ય ભોગવ્યુ હોત તો સમાજ સેવાનો લાભ તેમને હાથે વધુ આવત. ઠેકઠેકાણે તેમણે પ્રાગરાજ કુંભમેળામાં બજાવેલ સેવાનું સ્મરણ સતુ છે.. અને તે બાદ જ્ઞાતિ ઇતિહાસનું કામ હાથ ધરેલુ તે અધૂરૂં કાર્ય જ્યારે પૂર્ણ થશે ત્યારે તેમના અમર આત્માને શાંતિ થશે. તેમના રમુજી ટુચકાઓ અને વાણી-ચાતુર્ય ખૂબજ યાદ આવ્યા કરે છે .....

લિ. ભવાન કુંવરજી ચાવડા
(ગૂર્જર ક્ષત્રિય જ્ઞાતિ સમાજના પ્રમુખ)

ખંભરા (કચ્છ) તા. ૩૧-૩-૧૯૫૫

......તમારા પિતાજીએ માનવ દેહને ખરેખર ધન્ય કર્યો છે. તેમણે તેમની હયાતિમાં દાન-પુણ્ય, સત્સંગ, અને સમાજ-સેવા કરી જીવન સાર્થક કર્યું છે.

મહંત નારણદાસ તુલસીદાસ (શ્રી વૈષ્ણવ)

---

ખેડોઈ (કચ્છ) તા. ૩૦-૩-૧૯૫૫

...ગઇકાલે તમારા પિતાશ્રીના અવસાનના સમાચાર મળ્યા. તેઓશ્રીની સૂચનાનો મારાથી અમલ થઇ શકયો નહિ "ખેડાઇનો ઇતિહાસ" આજસુધી તૈયાર કરી શકયો નહિ તે માટે ખૂબ ખૂબ દિલગીર છું. મને તો પ્રમાદમાં કેવી મોટી ભૂલો થઇ જાય છે તેનો પ્રત્યક્ષ પુરાવો મળ્યો.

લિ. નરશી લાલજી પરમાર

---

રાયપુર (મધ્ય પ્રદેશ) તા. ૨-૪-૧૯૫૫

...હું પૂરી "સર્વોદય સંમેલન" માં ગયો હતો તેથી આજે સમાચાર મળ્યા. તેમના સ્વર્ગવાસના સમાચાર જાણી બધાને ખેદ થાય તે સ્વાભાવિક છે, પણ ખરી હકીકત તો એજ છે, કે જગતમાં આવી આપણે શું કર્યું ? તે હિસાબે જોતાં તમારા પિતાશ્રી નાનજીભાઇ દુનિયામાં જરૂર કંઇક કરી ગયા છે...અને તેને આપણે યાદ રાખી આપણે પણ કંઈક કરી જવાની પ્રેરણા લઇએ. તેમણે આપણી જ્ઞાતિના ભલા માટે મોટો ફાળો આપ્યો છે. બીજા પણ સાર્વજનિક કામોમાં હંમેશાં ફાળો આપતા... વૃદ્ધ છતાં જુવાન જેવું કામ કરતા. આ બધા ગુણોને આપણે યાદ રાખીએ.

લિ. રૂડા વાલજી સાવરિયા

લોવારિયા (કચ્છ) તા. ૨૮-૩-૧૯૫૫

ભાભી-જેતીબાઈ,

અમારા ભાઇ સ્વર્ગવાસ થઇ ગયા તે જાણી અમને બહુ માઠું લાગ્યુ પણ તેનો આપણી પાસે ઉપાય શું? અમારા નસીબમા તો "મેળા" પણ લખેલ નહિ—બાકી અમારા ભાઇ તો એવા હતા કે અત્યારે સ્વર્ગમા વાસ કરતા હશે હવે તો શ્વાસ ચાલે ત્યા સુધી જ્ઞાન, ભક્તિ, ધૈર્ય અને મનોબળપૂર્વક આપણે જીવી લેવાનુ રહ્યું.

લિ (ગંગા સ્વ.) રૂડીબાઈ પરમાર

હૈદરાબાદ (આંધ્ર પ્રદેશ) તા. ૨૩-૪-૧૯૫૫

બહેન જેતી બહેન !

તમારી ઉપર ઓચિંતુ દુ:ખ આવી પડ્યુ છે તે અમોને પણ સ્વપ્ન જેવુ લાગે છે છેવ્ટે ઉદરે અનાહાબાદમા આપણે મહિનોભર સાથે હતા ગાયક માણસને દુ:ખ દે છે "હરખ-શોક મનના ધર્મ છે" તેમ જાણીને બહેન મનને શાંત રાખજો...... તમે મારાથી મોટા છો તમને હું શું લખુ ?

લિ. પાર્વતીબેન (મોસદી)

ખડગપુર (બંગાલ) તા. ૨૮-૩-૧૯૫૫

...પત્ર વાંચી બે ઘડી સ્તબ્ધ જ થઇ ગયો, કે આમ બન્યું હશે! હું પાછલા બે ત્રણ વરસોમાં, બે ત્રણ વખત શ્રી બાબુભાઇ પૂજારા સાથે ત્યાં આવ્યો, તેથી બાપાના જીવનની ઊંડી છાપ મારા હૃદય ઉપર પડી અને તેમને મળવા કાયમ ઇચ્છા રહ્યા કરતી. આ વખતે રામનવમીને અઠવાડીયું બાકી હતું એટલે તે પ્રસંગે ત્યાં આવી તેમનો સમાગમ સાધવો એવી પ્રબળ ઇચ્છા હતી. તેમનો જ્યારે મને પત્ર આવે ત્યારે ચાર-પાંચ વાર વાંચું ત્યારે જ જીવને શાંતિ થતી. તેમણે જીવી જાણ્યું અને મરી પણ જાણ્યું. બાકી તો

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥
(गीता २, २७,)

માટે શોક ન કરતા તેમને જે પ્રિય હતું તે પ્રભુ સ્મરણ કરવું, તેમાં તેમના આત્માને વધારે શાંતિ થશે.

લિ. કાંતિલાલ પ્રભાશંકર વ્યાસ

---

ધનબાદ (બિહાર) તા. ૨૬-૩-૧૯૫૫

...તમારા પિતાજીએ મારી સાથે અન્યાય કર્યો છે. મારૂં હૃદય તેમને કદાપી માફ નહિ કરે...પહેલાં મારે જવાનું હતું તેને બદલે પોતે ઉતાવળા થયા. આજે મારૂં હૃદય રડે છે, કારણ કે મને મૂકીને તેઓ એકલા ચાલ્યા ગયા.......

લિ. કુંવરજી લધા ચૌહાણ

નાગપુર (મુંબઈ પ્રાંત) તા. ૨૫-૩-૧૯૫૫

તાર મળ્યો ..સ્વર્ગસ્થ વિષે જેટલું લખીએ તેટલું ઓછુ જ છે, તેમણે ખરેખર જીવી જાણ્યુ અને બધા સગા-સ્નેહીઓથી નાતો પણ રાખી જાણ્યો અને તે માટે તેમણે પોતાની તદુરસ્તીની પણ કદી પરવા કરી નહિ તેમનો પ્રેમ રૂપી દીવો અખંડ જલતો જ રહેશે પ્રભુ તેમના દિવ્ય આત્માને શાંતિ આપો

લિ હીરજી મેઘજી ચાવડા

સીરપુર-કાગજનગર (આંધ્ર પ્રદેશ) તા ૩૧-૩-૧૯૫૫

. તમારા દિલગીરીભર્યો પત્રના જવાબમા લખવાનુ, કે આ વાત આપણા હાથની નથી દુનિયામા કોઈ રહેવા માટે આવ્યુ નથી આપણે પણ ખુદા પાસે જવાનુ છે પછી બે-ચાર દિવસ વહેલા કે મોડા

લિ સુલેમાન અહમદના દુઆ સલામ

વીરસદ (આણંદ) તા. ૨-૪-૧૯૫૫

...સદ્‌ગતના જે પ્રેમે તમારા બધાના કુટુબને એકત્રિત રાખી પાળ્યુ-પોષ્યુ અને જે પ્રેમની સુગંધ સમાજ સેવામા વિસ્તારી, તેવા પ્રેમને આપણે પ્રેરક બનાવી પોષીએ તો જ આપણે સદ્‌ગતની કદર કરી ગણાય અને તે માટે પ્રભુને પ્રાર્થના છે, કે તેમ કરવા તે આપણને સમજ અને શક્તિ આપે પ્રભુ ! તેમના આત્માને શાંતિ આપે

લિ હિમાભાઈ ડીગભાઈ અમીન

દુર્ગ (મધ્ય પ્રદેશ) તા. ૩૦-૩-૧૯૫૫

......પ્રભુ ભક્તિ તેઓ કરતા ગયા અને કરાવતા ગયા. પાછળથી દરેક આત્માને શાંતિ મળે તે માટે મંદિર બનાવતા ગયા. એવા મહાભાગ્યશાળી પુરુષ તો મોટા પુણ્ય કર્યાં હોય ત્યારે જ પેદા થાય છે. તેઓ સ્વર્ગવાસી નથી થયા પણ સદા–સર્વદા અમર જ છે તેવું અમારું માનવું છે.

લિ. પ્રેમજી વીરજી વાઢેર

ખડગપુર (બંગાલ) તા. ૨૬-૩-૧૯૫૫

......સ્વ. શ્રી નાનજીભાઈનો આત્મા પ્રભુ પરાયણ અને ભક્તિભાવવાળો હતો. જેથી તેઓશ્રી પોતાનું લૌકિક જીવન તથા પરલોક બન્ને સુધારી ગયા છે, અને તમારા જેવા સુપુત્રોની લીલીવાડી મૂકતા ગયા છે કે જે આ જમાનામાં ક્યાંક જ જોવા મળે.

લિ. (રાય સાહેબ) નરશી બેચર ચૌહાણ

વડોદરા (ગુજરાત) તા. ૨-૪-૧૯૫૫

...તેમણે તો સેવા અને ભક્તિમય જીવન જીવીને માનવદેહનું સાર્થક કર્યું છે. નીતિપરાયણ રહીને અને લોકસેવાના સત્કાર્યો કરીને તેમણે સ્નેહીજનો, સગાં–સંબંધી, અને કુટુંબીજનો સમક્ષ જીવન સાફલ્યનો સુંદર આદર્શ ધર્યો છે. તેમનું સ્મારક તમારા જેવા સુપુત્રો લોકોપયોગી કાર્ય અથવા ઉન્નતિ સાધક સાહિત્ય પ્રકાશન દ્વારા કરો એમ ઇચ્છું છું.

લિ. તારાચંદ પોપટલાલ અડાલજા

બરગઢ (સમ્બલપુર) તા. ૩-૪-૧૯૫૫

.....સ્ટેશનથી ૬૦ માઈલ દૂર હોવાથી તેમજ અહિં અઠવાડિયે એકજ વાર ટપાલ મળે છે એટલે મને સમાચાર મોડા મળ્યા છે. પૂજ્ય નાનજીભાઈના જવાથી તમોને જે દુ:ખ થયુ તેવુંજ દુઃખ ઘણાને થયું હશે. તે તમારા માવિત્ર તો હતા જ. પણ બીજાના યે કર્ત્તક હતા. તેમનું આતિથ્ય, તેમની જ્ઞાતિ-દાઝ વગેરે જાણીતી વાત હતી. તેમની ખોટ તો સાલવાની જ...તેમની પ્રેરણા...તેમની ધગશથી તમો સર્વે જાગૃત રહો તેવીજ ઉમેદ રાખું છું.

લિ. જાદવજી વિશ્રામ રાઠોડ

---

ત્રીચીનાપલ્લી (મદ્રાસ) તા. ૧-૮-૧૯૫૫

...સંસારમા લાખો વર્ષોથી કેટલાય જન્મ્યા અને ગયા, તેની કોઇ ગણતરી નથી. મનુષ્ય શરીર કોઇપણ બહાને એક દિવસ ક્ષીણ થાયજ છે. સગપણનો ખ્યાલ ભૂલભરેલો છે. વાસ્તવિક રીતે કોઇ કોઇનું સગું લેખાય નહિ. બીજી રીતે બધાંજ સગાં ખરાં. સૌ માત્ર વાત્મ ધવાસના પ્રમાણમા લાગણીથી બંધાઇ રહે છે. સિવાય કોઈ અર્થ નથી, માટે તેનો હર્ષ-શોક બન્ને નકામાં છે. તેઓ જરૂર એક ધાર્મિક લાગણીવાળા પરોપકારી પુરુષ હતા....

લિ. મુલજી રામજી રાઠોડ

ઝરિયા (બિહાર) તા. ૪-૪-૧૯૫૫

...આપના પૂજ્ય પિતાશ્રી અનેક સામાજિક કાર્યોમાં રસ દાખવી બધી પ્રવૃત્તિઓ તરફ સક્રિય સહાનુભૂતિ બતાવતા આવ્યા છે. તેમના જીવનમાંથી સાહસ, સ્નેહ, સમાજસેવા અને સદ્‌-વ્યવહારના બોધપાઠ સૌએ શીખવા જેવા છે. તેમની દ્રષ્ટિમાં ઉચ્ચ પ્રકારની આત્મીયતા અને મમતા હતી.

લિ. ન્હાનાલાલ અમરસિંહ ચૌહાણ

---

નાસીક રોડ (મુંબઈ પ્રાંત) તા. ૨૯-૩-૧૯૫૫

...આપણા ગૂર્જર ક્ષત્રિય સમાજના પીઢ અને વયોવૃદ્ધ આગેવાન ચાલ્યા જવાથી આપણા સમાજને ઘણી જ મોટી ખોટ પડી છે અને તે કદી પુરાય એવી નથી....

લિ. જેરામ ડાહ્યા ચૌહાણ

---

અમદાવાદ (મુંબઈ પ્રાંત) તા. ૨૮-૩-૧૯૫૫

...મુ. શ્રી નાનજીભાઈનો સ્વર્ગવાસ થવાથી જમશેદપુરના ગુજરાતી સમાજને ઘણી મોટી ખોટ પડી છે. મેં તો એક વડીલ ગુમાવ્યા છે. જમશેદપુરમાં અજાણ્યા તરીકે હું આવેલ ત્યારે સ્વ. નાનજીભાઈએ મને જે આવકાર અને હૂંફ આપેલ તે કદી ભુલાય તેમ નથી.

લિ. દામોદરદાસ ગો. ભૂપતાણી

કટક (ઓરિસ્સા) તા. ૨૮-૩-૧૯૫૫

..... પૂજ્ય પિતાશ્રીના સ્વર્ગવાસના સમાચારથી દિલને અતિ સંતાપ થયો છે. કોઈ કદિ એમ નથી કહેતુ કે તેમનુ આયુષ્ય પૂર્ણ થયુ એટલે સ્વર્ગે સીધા વા છે. છતા પરમાત્માની ઇચ્છાની આડે આવવા કોણ સમર્થ છે ? મનુષ્યો પોતાના કર્તવ્યમાં કંઈ બાકી રાખતા નથી પણ ઈશ્વરેચ્છા પાસે લાચાર બને છે.. અંતે દરેકને ઈશ્વર શરણ જ લેવાનું હોય છે.

લિ કુવરજી કચરાજ શંક

આરકાપુર (આંધ્ર પ્રદેશ) તા. ૩૦-૩-૧૯૫૫

..... પરમાત્માની જેવી મરજી હોય તેમ આ સંસારમા થયા કરે છે લેણુદેણુના સંબંધે માણસો ભેગા થાય છે અને સબંધ જ્યારે પુરા થાય ત્યારે સર્વે ચાલ્યા જાય છે જેમ તેઓ ચાલ્યા ગયા તેમ એક દિવસ આપણે પણ ચાલ્યા જઈશુ તેમની પાછળ અફસોસ કરવાથી સો વર્ષ પણ તેઓ આપણને મળવાના નથી તેઓ જીવનમા ઈશ્વર ભજન અને સત્સગ પૂર્ણ કરી ગયા છે એટલે આવા ભકતને ઈશ્વર પોતાના શરણમા જ રાખશે. એમના આત્માની આપણે શાંતિ ઇચ્છીએ, પણ આવા ભકતો તો સદા ઈશ્વરના ચરણમા રહી પોતાનુ જીવન સાર્થક કરતા હોય છે.

લિ. મેપા પ્રેમજી

ગુનિયાદગંજ (ગયા) તા. ૩૦-૩-૧૯૫૫.

......સ્વ. નાનજીભાઈએ મહારાજા દશરથની પેઠે પોતાના આત્માના કલ્યાણાર્થે બધું ભોગવી લીધું છે. અમને આજે અફ-સોસ થાય છે, કે તેમના છેવટના કાગળની પહોંચ પણ ન લખી શક્યા. અમને એમ હતું કે રામનવમી પર કંકોત્રી આવશે ત્યારે એકસાથે જવાબ લખી નાખીશું...પણ આ રામનવમી ઉજવવા માટે પરમાત્મા તેમને વૈકુંઠધામ તેડાવી લેશે એ કોને ખબર હતી ? સ્વર્ગસ્થને જાણનાર નાનામોટા સૌ એક હરિજન સુદ્ધાં આજે ખેદ પામશે.

લિ. પરબત માવજી

રાજનાંદગાંવ (મધ્ય પ્રદેશ) તા. ૧-૪-૧૯૫૫

.. ઈશ્વરની લીલા જુઓ. ચાર દિવસ પહેલાં તેમના કેટલા પ્રેમભર્યા કાગળો આવતા હતા અને આજે તેમના સુપુત્રો મને કારજમાં બોલાવે છે.

...તેઓ રામનવમી કે જન્માષ્ટમી પ્રસંગે પ્રભુનો જન્મ-દિવસ કેટના ભક્તિભાવથી ઉજવતા ! ઓચ્છવ, કથાકીર્તન અને ભગવત્ પૂજા કરી તેમણે પોતાના આત્માનું કલ્યાણ કર્યું છે. પોતાનું જીવન સફળ કરી તેમની યાદરૂપે સાત દીકરાઓની લીલીવાડી મૂકતા ગયા છે.

લિ. વરજાંગ મૂલજી

કતરાસ રોડ, (ધનબાદ) તા. ૨૯-૩-૧૯૫૫

. . . એજ એક દિવ્ય શક્તિ છે, કે જે ઘડીકમાં આનંદ ઉપજાવે તો ઘડીકમાં શોકમાં ગરકાવ કરી દે છે પ્રભુની લીલાને કોઈ માનવી કળી શકતો નથી કારણ કે આ માયાવી જીવનનો દોરી સંચાર તો એ જ શક્તિ કરે છે તેના તો આપણે નિમિત્ત માત્ર છીએ આપણે એકબીજાના ગાઢ સ્નેહ-બંધનથી બંધાઈ તેમાં લીન રહી જીવન જીવીએ છીએ

મનુષ્યને આપણે તેમની હયાતિમાં ઓળખી શકતા નથી પણ જ્યારે તે આ સંસારમાંથી વિદાય લે છે, ત્યારે તેના સારા કૃત્યો, તેમનો સ્નેહભાવ, તન-મન અને ધનથી બજાવેલી સેવાઓ અને મીઠી સુવાસની ખોટ જણાતા આપણે સ્વર્ગસ્થના શુભ કૃત્યો યાદ કરીએ છીએ અને ત્યારે દુઃખ અનુભવીએ છીએ.

લિ અમૃતલાલ ડી. રાઠોડ

ખાસ જીનાગોરા (ધનબાદ) તા. ૨૮-૩-૧૯૫૫

. હમણા હમણા આપણી જ્ઞાતિમાંથી ચુનંદા કાર્યકર્તા અને અગ્રેસરોની ખોટ પડતી જાય છે અને જ્ઞાતિ સમુદાય દિનો દિવસ બહુ નબળો થતો જાય છે મર્હુમ જ્ઞાતિ વિષયક તેમજ સામાજિક પ્રવૃત્તિમાં સારો રસ લઈ હિંમત વધારતા હતા. તેમની અધૂરી રહી ગયેલ કાર્યવાહી પૂર્ણ કરી આપણે તેમના આત્માને શાંતિ અર્પીએ

લિ મેઘજી ગોવા ચાવડા

શ્રી જૈન વિદ્યાલય (વડવા) તા. ૨૬-૩-૧૯૫૫.

......ધર્મપ્રેમી, સમાજ સેવી, પરમાદર્શ શ્રીમાન નાનજી ભાઈના આકસ્મિક દેહોત્સર્ગના સમાચાર સાંભળી ખૂબજ આઘાત થયો. અમારા જેવા તેમનાથી હજારો માઈલ દૂર વસનાર વ્યક્તિને તેમનો સંપર્ક સાધવાનો બે ચાર વખત સુઅવસર મળેલ છે. અને આજે અમને એમનો વિયોગ સ્વજનની માફક સાલે છે તો આપનુ અને આપના કુટુંબનુ દુ:ખ શબ્દમાં કયાંથી વ્યક્ત થઇ શકે ? મારી અંગત માન્યતા મુજબ આપને જ નહિ સમસ્ત જમશેદપુરને આવા સમર્થ પ્રામાણિક સમાજ સેવકની ખોટ સદા સર્વદા સાલ્યા જ કરશે. તેમની જીવન જીવવાની કળા, કર્તવ્યનિષ્ઠા, ઇશ્વર ભક્તિ અને ધર્મપરાયણ જીવન આપણાં માટે આદર્શરૂપ અને પ્રેરણાદાયી બની રહો.

લિ. ભાઈચંદ માવજી ખારા
તથા પંડિત રોશનલાલ

---

બાગરા-તવા (હોશંગાબાદ) તા. ૪-૪-૧૯૫૫.

......તમે પિતૃહીન બન્યા છો એમ નહીં પણ આપણી જ્ઞાતિએ એક અમૂલ્ય રત્ન ગુમાવ્યુ છે. જેની પૂર્તી હવે કદી નહીં થાય....

લિ. માવજી રૂડા

MAYFIELD
RANCHI
The 30th March 1955

My Dear Brothers

We are very sorry to hear that Nanji Govindji Bhai has passed away. Kindly accept our heart felt condolence. May his soul rest in peace.

With kind regards

Yours sincerely,
SD/ Dr. D. V. G. MUTHU

---

NATIONAL GENERAL HOSPITAL
EYE HOSPITAL & MATERNITY HOME

KHURAI (M. P.)
The 31st March 1955

Dear Brother

We were both very sorry to learn about the sad news about the passing away of your beloved Father. Thank you for informing us. May his soul rest in peace.

Yours sincerely
Dr. T. M. THOMAS, LCPS DOMS
Dr. (Mrs.) R. THOMAS, MBBS

LIAISON OFFICER
**The Tata Iron & Steel Co Ltd**
**JAMSHEDPUR**

*Dated 27th March 1955.*

My Dear Brother

I just returned from Puri to learn to my distress that your reverend father, who had been a great friend of mine for years, has passed away during my absence from Jamshedpur

Although he reached matured age and has showed the line of life for you and all the family members he would always be missed, and my greatest repentance on this occasion is that I could not see him again after I had a short talk with him on the day of lady Indra Singh's Funeral

Your family will be able to reconcile to this tragedy in life only if you can believe firmly that it is God's will and we must adapt ourselves to it

My wife joins me in sending you all our very sincere sympathy and condolence in this sad bereavement

Yours sincerely,
**G C. MAHANTY**

## TELEGRAM

AMRELI (Saurastra) 25th March 1955.

Extremely grived for dear Nanjibhai's demise great loss to society and public. Accept our heart felt condolence and condolence to *all family members.*

MOHANLAL ODHAVJI PARIKH

## TELEGRAM

JHARIA (Bihar) Dated, 28-3-'55.

Extremely grived learning your Father's sad demise, unbearable loss to our community society and relatives. Heart felt condolence to all your family members.

MANJI GOVAMAL CHOUHAN

કેટલીક

મહત્ત્વપૂર્ણ સંસ્થાઓના

# શોક-પ્રસ્તાવ

—પ્રકાશક

श्री नरभेराम हंसराज गुजराती एम. ई. स्कूल.
जमशेदपुर.

મંગળવાર
તા. ૨૯-૩-૧૯૫૫

જમશેદપુરના અગ્રગણ્ય નાગરિક તેમજ ગુજરાતી સમાજના સ્તંભ સમાન માર્ગદર્શક અને આગેવાન સેવાભાવી કાર્યકર શ્રી નાનજી ગોવિંદજી ટાંકનાં અત્યંત દુઃખદ અવસાનની આ સભા સખેદ નોંધ લે છે.

સ્વર્ગસ્થના અવસાનથી જમશેદપુરે એક આદર્શ સુપ્રસિદ્ધ નાગરિક અને ગુજરાતી સમાજે પોતાના સાચા પ્રતિનિધિને ગુમાવ્યા છે.

સ્વર્ગસ્થ જેવા પ્રભાવશાળી અને પરોપકારી સદ્‌ગૃહસ્થના સદ્‌ગત થવાથી સર્વ કોઇને અને ખાસ કરીને ગુજરાતી સમાજને ન પૂરી શકાય એવી ખોટ પડી છે, એમ આ સભા માને છે.

આ સભા મહાનુભાવ સદ્‌ગતને સહૃદય શ્રદ્ધાંજલિ અર્પણ કરે છે. અને પરમ કૃપાળુ પરમાત્મા 'સ્વર્ગસ્થના અમર આત્માને શાશ્વત શાંતિ આપો તેમજ તેમના સમસ્ત કુટુંબીજનોને આવો કારી ઘા સહન કરવાની શક્તિ આપો' એમ પ્રાર્થના કરે છે.

**નરભેરામ હંસરાજ કમાણી**
પ્રમુખ,
શ્રી ગુજરાતી સમાજ, જમશેદપુર.

## SHREE SURAT SARVAJANIK GUJRATI L P SCHOOL

**R ROAD EAST, BISTUPUR**

**JAMSHEDPUR**

તા. ૩૦-૩-૧૯૫૫

સ્વ. નાનજી ગોવિંદજી ટાંકના દુઃખદ અવસાનથી જમશેદપુરની સમગ્ર ગુજરાતી પ્રજા અત્યંત શોકમાં ડૂબી ગઈ છે. એમના અવસાનથી "શ્રી સુરત સાર્વજનિક ગુજરાતી શાળા"એ પણ એક સેવાભાવી સજ્જન ગુમાવ્યા છે. એમણે શરૂઆતથી આજસુધી આ શાળાને સારી એવી જે આર્થિક મદદ કરી છે તથા શાળા પ્રત્યે જે સહાનુભૂતિ દર્શાવી છે તે ભૂલાય તેમ નથી. આથી સુરત ગુજરાતી સમાજ, શાળાની કમિટિના સભ્યો તથા શાળાના બાળકો એમની સેવાની સાભાર નોંધ લે છે. એમના કુટુંબીઓ પ્રત્યે દિલસોજી જાહેર કરે છે અને પ્રભુ એમના આત્માને ચિરશાંતિ આપે એવી પ્રાર્થના કરે છે. એમના શોકમાં અવસાનને દિવસે શાળા બંધ રાખવામાં આવી હતી.

| મીનુ રૂસ્તમજી પટેલ | વી. જી. મહેતા |
|---|---|
| પ્રમુખ | માનદ મંત્રી, |

શ્રી સુરત સાર્વજનિક ગુજરાતી શાળા, જમશેદપુર.

# THE GOLMURI HINDU TEMPLE COMMITTEE

*ESTD 1947*

Ref No. 16/55 Dated 30th March 1955

Dear Sir,

The members of the Golmuri Hindu Temple Committee are very sorry to learn the sad demise of your father Sri Nanji Govindji who was a respectful resident of this city In him Jamshedpur has lost a very good social and religious worker

We pray that you may get strength enough to bear this loss God may bless the departed soul

Your sorrow is shared by all those citizens of Jamshedpur who knew your father

Yours faithfully,
**L. S. VERMA**
(Hony Genl Secretary,)

THE JAMSHEDPUR
CHAMBER OF COMMERCE.

**JAMSHEDPUR.**

30th March 1955

Resolutions passed at a meeting of members of The Jamshedpur Chamber of Commerce held at 5 p m on Wednesday, the 30th March 1955 at Sri TILAK PUSTKALAYA. Sri Minoo R. Patel, President, presiding –

This meeting of the members of The Jamshedpur Chamber of Commerce place

on record its deep sense of sorrow and irreparable loss at the sad demise of Sri Nanji Govindji Taunk

Sri Nanji Govindji Taunk devoted his life to the welfare of the community at large and endeared himself to the common man by his selfless service for their welfare and uplift In him this town has lost a great citizen and a staunch pillar of society

This meeting resolves that a copy of this resolution be sent to the members of the bereaved family conveying to them the sincere sympathies of the chamber in this hour of their deep bereavement.

MINOO R PATEL
(President)

## LOYOLA SCHOOL

43, Circuit Area,
**JAMSHEDPUR, (INDIA)**

Dear Brothers,

Both Father Superior and Father Holland are out of Jamshedpur at present. But in their name and from all the Fathers at Loyola, please accept our sincere sympathy and a promise that our prayers will be for the eternal rest of Nanji Govindji and for strength and courage for the family he leaves behind.

This morning as soon as I heard the sad news, I rushed down to your house to pay my last respects and to say a quiet prayer in his presence. But you had already left for

the cremation ground. I was really grieved to have been too late.

Mr. Ranchhod and Ratilal both know the tremendous respect I had for your father. Loyola will always remember him. We were extremely fortunate to have him take such a personal interest in the new building. I am glad that he could see the completed building and know that for years to come boys of Jamshedpur would receive the shelter of it, while being trained and educated as best they could be.

Be assured that my prayers will be for Nanji Govindji and for the fine family he leaves behind, which must have been such an encouragement and consolation to him.

Sincerely,

Friday, (Rev.) FRANCIS X. McFARLAND, S. J.

25th March 1955.

KSHITISH DEAF & DUMB SCHOOL

NIBARANPUR, P O HINOO

RANCHI

Dated 28 March 1955

Dear Sir,

Our members express their deep sorrow for the loss of our reveved Nanji Govindji and pray to god for eternal peace of the departed soul and consolation to his bereaved family

B K DUTTA
(Secretary)

## श्री नानजी गोविंदजी टांक !!!

हमें यह जानकर बड़ा दुःख हुआ कि गत सप्ताह स्थानीय नानजी गोविंदजी एण्ड सन्स के मालिक नानजी गोविंदजीभाइ टांक अब इस असार संसार में नहीं रहे। वे बड़े ही सहृदय एवं जिन्दादिल व्यक्ति थे। जमशेदपुर की ज्यादातर संस्थाओं से वे सम्बन्धित थे। श्मशान घाट कमिटी के सभापति की हैसियत से उन्होंने प्रशंसनीय कार्य किया। सभी संस्थाओं को वे बराबर दान देते रहते थे। व्यापारी समाज में भी उनकी बडी धाक थी। हार्डवेर, कपड़े तथा सोना-चांदी आदि के कितने ही फर्मों के वे जनक थे। जमशेदपुर की जनता की रेलवे सम्बन्धी तकलीफों का उन्हें बराबर ध्यान रहता था और इस सम्बन्ध में बराबर रेल मंत्री तथा अन्य अफसरों से वे पत्र व्यवहार करते रहते थे। ईश्वर उनकी दिवंगत आत्मा को शान्ति प्रदान करें।

ता. ३-४-१९५५.<br>
चैत्रशुक्ल ११, सं. २०१२.

आजाद-मजदूर<br>
जमशेदपुर.

# ※ સ્વ. નાનજી બાપા ※

(તંત્રી સ્થાનેથી—જાગૃતિ પત્ર)

સ્વ. નાનજીભાઈના અવસાનથી આપણા સમાજને ચેરાભારી કાર્યકર્તાની અને પ્રખર આગેવાનની ખોટ પડી છે. દિવસે દિવસે વડીલોની સમૃદ્ધિમાં આપણો સમાજ હીન થતો જાય છે. સ્વ. ધનજીભાઈ રાઠોડથી માંડીને સ્વ. ભવાનજી રઘુભાઈ વરના અવસાનની ઘેરા વિષાદભરી છાયામાં અને શોકમાં આપણો સમાજ ડૂબી ગયો છે, ત્યાં તો તા. ૨૫-૩-૧૯૫૫ ના રોજ સ્વ. નાનજીભાઈના મૃત્યુના દુઃખદ સમાચાર મળ્યા.

પુરુષાર્થથી અને સાચી નીતિથી માનવી કેટલો આગળ આવી શકે છે, ધનદોલત કમાઈ શકે છે. એટલું જ નહિ પણ સમાજને અને રાષ્ટ્રને પણ ઉપયોગી થઈ શકે છે. તેનું સુંદર ઉદાહરણ સ્વ. નાનજીભાઈ પૂરું પાડે છે.

આપણા સમાજ પ્રત્યે, જ્ઞાતિભાઈ પ્રત્યે તેઓ ઊંડી લાગણી ધરાવતા. કોઈપણ જ્ઞાતિભાઈ મળે તો તેની પાસેથી સુખ દુઃખની વાતો સાંભળે અને યોગ્ય મદદ કે માર્ગદર્શન આપતા. આપણા સમાજ પાસે "નૂતન પ્રકાશ" બાદ એક પણ પેપર ન હતું. એ ખોટ તેમને ખટકતી. જ્યારે "જાગૃતિ" શરૂ કર્યું ત્યારે તેમણે પોતાના ઓક્ટોબર ૧૯૫૩ ના કાગળમાં જણાવ્યું કે "અત્યારે જે જ્ઞાતિ-સમાચાર પત્રની ખોટ હતી, તે પૂરી પાડવાની આપે હિંમત કરી હામ ભીડી છે. તે કાર્ય પ્રશંસાપાત્ર છે. અમારી સમજણ પ્રમાણે કોઈની પણ ટીકા ટીપ્પણમાં ન ઉતરતાં સાદા અને સરળ

વિચારો સાથે શુભ સમાચાર પ્રગટ કરવાનું ધ્યેય રાખવું જોઈએ."

વર્ષોની દીર્ઘ મહેનત બાદ તેઓએ આપણા સમાજની બધા પ્રકારની માહિતી ભેગી કરી. તે સામગ્રીમાંથી જ્ઞાતિનો ઇતિહાસ પ્રગટ કરવાની તેમની તીવ્ર ઇચ્છા હતી. તે કાર્યની રૂપરેખા નક્કી કરવા માટે આવતા મે માસમા મારે જમશેદપુર જવાનું હતું. જ્ઞાતિના ઇતિહાસના પ્રથમ પ્રકરણો રૂપ ક્રમમાં આપણા અઢાર ગામની માહિતી તેમણે એકઠી કરવા માંડી અને જાગૃતિમાં રેહા અને ખભરાનો વિગતવાર ઇતિહાસ પ્રસિદ્ધ થયો. ચાલુ અંકમાં માધાપુર વિષે માહિતી પ્રગટ થઇ છે. જાગૃતિમાં આપણા ગામડાઓની માહિતી પ્રસિદ્ધ થયા બાદ એમાં જરૂર હોય તે સુધારા વધારા સાથે પુસ્તકના સ્વરૂપમાં પ્રગટ કરવાનું નિવેદન જાગૃતિના અંકમાં પ્રગટ થયું છે.

શિક્ષણના તેઓ પ્રેમી હતા. આજે પણ હાજાપુરમાં તેમના તરફથી કન્યાશાળા ચલાવવામાં આવે છે. તે ઉપરાંત જમશેદપુરની શિક્ષણની અને સમાજ ઉપયોગી સંસ્થાઓમાં તેમના દાન જાણીતા છે. એમનું ઘર એક મંદિર જેવું હતું. રામધૂન તો હંમેશા ચાલુ જ હોય. જ્ઞાતિજનોને, સાધુસંતોને હંમેશા સહારો અને ભોજન મળતું. અતિથિનું સ્વાગત પણ એમને ત્યાં ભાવભર્યું થતું.

આના પ્રસિદ્ધ કેળવણી, શિક્ષણપ્રેમી, સમાજના પ્રતિષ્ઠિત આગેવાનના મૃત્યુથી અમને ઘણું જ દુઃખ થાય છે ઇશ્વર એમના આત્માને પરમ શાંતિ આપો. એજ પ્રાર્થના,

એપ્રીલ, ૧૯૫૫ (તંત્રી : જાગૃતિ)

## *Successful Businessman & Philanthropist*



Breathed his last during the small hours on Friday morning, the 25th ult., Sree Nanji Govindji Taunk, a prominent businessman and philanthropist of this Town. We knew the late Nanji Bhai for the last more than 30 years, almost from the beginning of his career at Jamshedpur. Starting as a roads & buildings contractor attached to the Town Department of the Tatas, Nanji Bhai had firmly established himself in various business lines by the end of his unique career. He had several houses

built for hire and shops dealing in Hardware, Jewellery and piecegoods, which are being ably managed by his different grown up sons

All along his career, Nanji Bhai took active interest in public causes and spent a considerable portion of his earnings over those. His charities extended far beyond his own community Religious ceremonies were his special interest The local Gujrati Samaj and the Jamshedpur Chamber of Commerce met respectively on the 29th and 30th ult. and adopted elaborate resolutions of condolence, with which we take this opportunity to join.

Nanji Bhai had been suffering from serious heart trouble for some considerable time past, a violent attack of which brought about the end Otherwise he looked quite healthy and strong and could have continued to guide his numberous progeny *(Santaan-Sampatti)* for a number of years yet He was seen moving about just the previous evening We hope his children and grand children would emulate his example both in respect of Business and Philanthropy.

10th April, 1955. "THE DEMOCRAT"
JAMSHEDPUR

## ※ દુઃખદ સમાચાર ※

આપણા સમાજના વયોવૃદ્ધ આગેવાન શ્રી નાનજી ગોવિંદજી ટાંક (હાજાપુર) નું તા ૨૫-૩-૧૯૫૫ ના રોજ સવારના ૬-૩૦ વાગે ૬૮ વર્ષની ઉમરે અવસાન થયુ છે. તેઓ જમશેદપુરના જૂના અને જાણીતા આગેવાન હતા. તેમની સ્મશાન યાત્રામા ગુજરાતી, મરાઠી, શીખ, મદ્રાસી, બંગાળી વગેરે ભાઈઓ મોટી સંખ્યામા સામેલ થયા હતા શહેરની જુદી જુદી સંસ્થાઓ તરફથી તેમના મૃતદેહ પર ફુલહાર અર્પણ કરવામા આવ્યા હતા. તેમના માનમા અનેક સંસ્થાઓ એક દિવસ માટે બંધ રહી હતી. શહેર-ના પ્રતિષ્ઠિત આગેવાનોએ સ્વ શ્રી નાનજીભાઈએ વિવિધ ક્ષેત્રમાં અર્પેલી સેવાની પ્રશંસા કરી હતી.

એપ્રીલ, ૧૯૫૫. (સમાજ—સંદેશ)

# પ્રસંગ–સૂચિ

★

સ્વ. શ્રી નાનજીભાઈની જીવનયાત્રામાં મહત્ત્વપૂર્ણ પ્રસંગોની ક્રમિક યાદી "પ્રસંગ–સૂચિ" રૂપે અત્રે આપવામાં આવી છે.

—પ્રકાશક

સ્વ. શ્રી નાનજીભાઈના જીવનની

# મહત્ત્વપૂર્ણ પ્રસંગ-સૂચિ

ઇ. સ. ૧૮૮૭-ની આજુબાજુ જન્મ.

ઇ. સ. ૧૯૦૭-લગભગ પ્રથમ ગૃહસ્થાશ્રમ આરંભ.

૨૭-૧-૧૯૨૦ -રાયપુરથી પહેલી વખત કાલીમાટી (જુગસલાઈ) રહેવા આવ્યા.

૩૧-૧-૧૯૨૦ -જમશેદપુરમાં ટાટા કંપનીનું કન્ટ્રાક્ટનું પહેલું કામ કદમા ડેરીફાર્મ પાસે ઇનર સર્કલ રોડનું મળ્યું.

૫-૨-૧૯૨૧ - પિતાશ્રી ગોવિંદજી કાનજી ટાંક કચ્છ-હાજાપુર મુકામે સ્વર્ગવાસી થયા.

૨૭-૫-૧૯૨૧ – શુક્રવાર-પ્રથમ ધર્મપત્ની સેજબાઇ મીરજ હોસ્પી ટલમા ક ઠમાળની શસ્ત્રક્રિયા સમયે સ્વર્ગવાસી થયા. ઈ. સ. ૧૯૨૧. એજ સાલમા માતૃતુલ્ય ભાભીશ્રી ડાહીબાઇ સ્વર્ગવાસી થયા તેમજ પિતાશ્રી ગોવિંદજી બાપાના ભાઈશ્રી લખધીર કાનજી પણ સ્વર્ગવાસી થયા.

૨-૮-૧૯૨૧ – પુન ગુરુસ્થાશ્રમ પ્રારંભ

——૧૯૨૨ – શ્રી ઠક્કર બાપાની પ્રેરણાથી જૂની ગુજરાતી શાળા, જે. રોડ કે જેમા હાલ શિક્ષક ભાઇઓ રહે છે, તે મકાન જાત દેખરેખથી સન ૧૯૨૭ મા પુરૂં કર્યું આ શાળાની શરૂઆત માત્ર દશ બાળકોથી થયેલી જે અત્યારે ખુબજ ફૂલી-ફાલી છે ( જેમાં હાલ લગભગ ૪૫૦ બાલક-બાલિકાઓ ભણે છે. જેમા હાઇસ્કૂલના વર્ગો પણ ચાલુ થયા છે

——૧૯૨૫ – જુગસલાઇથી જમશેદપુર કન્ટ્રાકટર્સ ફેરીઆમા રહેવા આવ્યા.

૧-૨-૧૯૩૧ – પાર્વતીઘાટ (સ્મશાન)મા ૧૫૦૦ ફૂટ પાઇપ પોતાના તરફથી આપી ટાંકી સાથે નળ બાંધી આપ્યા અને બેસવા માટે બે પ્લેટફાર્મ બનાવી આપ્યા

३१-१२-१९३१–ગોવર્ધનદાસ વલ્લભદાસ એન્ડ કંપનીના નામથી સોના-ચાંદીની દુકાન ભાગીદારીમાં શરૂ કરી જે પાછળથી ૧૩-૧૨-૧૯૪૦ માં ગોવર્ધનદાસ બ્રધર્સ નામથી પોતાની માલિકીની કરી.

२०-१-१९३४– કચ્છ હાજાપુર ગામમાં કન્યાશાળાની સ્થાપના કરી અને બાળાઓને પુસ્તકો સાથે મફત વિદ્યાદાન આપી તમામ ખર્ચ આજસુધી પોતે ભોગવ્યુ. (જૂન ૧૯૫૬થી આ કન્યાશાળા સરકારને સોંપી)

२२-१-१९३४–બિહારમાં ધરતીકંપ થયો. ગુજરાતી સમાજ તરફથી રૂા. ૨૫૦૦) નું ફંડ કરી આઠ ભાઈઓ સાથે પીડિતોની સેવા બજાવવા મુંગેર ગયા. ત્યાં આઠ દિવસ ખડે પગે રહી દીનદુઃખીની જાતે સેવા કરી.

२-३-१९३४–બિરદુપુર-જમશેદપુરમાં શ્રીરામ મંદિર બાંધી આપ્યું અને બાંધવામાં પોતાના તરફથી રૂા. ૫૦૦૦) ની રકમ ભેટ આપી ઉદાર દિલીનો પરિચય આપ્યો.

२३-९-१९३६– શ્રી નાનજીભાઇ તથા તેમના મોટાભાઇ શ્રી કચરાભાઈની હાજરીમાં તેમના માતુશ્રી પ્રેમીબાઇ કચ્છ-હાજાપુરમાં શ્રી પ્રભુશરણ પામ્યા.

——૧૯૩૬ – અજાયબમીઆ (ભારતના નાણાં નરપણ પ્રધાન શ્રી
અહીંરમીગના નાના લખ) ના ગુન ઘણ પ્રસંગે
પજામ તથા દિલ્હીનો પ્રવાસ કર્યો

૨૮-૧૨-૧૯૩૬-ફૈઝપુર અખિલ ભારતીય કોંગ્રેસ અધિવેશન
નિહાળ્યું

૧૯-૨-૧૯૩૮ – હરિપુરા કોંગ્રેસમાં હાજરી આપી

——૧૯૩૮ – જમશેદપુરમાં ગોવિંદ ભવન બાંધ્યું

૨૧-૧૦-૧૯૩૮—નાનક સેવિંગ એન્ડ સન્સના નામે હાર્ડવેર
દુકાનની સ્થાપના કરી

૯-૩-૧૯૩૯-ત્રિપુરી કોંગ્રેસ અધિવેશનમાં શ્રી કે૦ હરદાસ
દવાઓ સાથે હાજરી આપી

—— ૧૯૩૯ – ટાટા નિ ફીસ આપ્યું

૧૦-૩-૧૯૪૦ – રામગઢ કોંગ્રેસ અધિવેશનમાં હાજરી આપી. આ
અધિવેશન વખત જમશેદપુર પાસે હોવાથી, ત્યાંના
જનતાની સગવડ સાથે શ્રી પ્રાગજી પ્રેમજી ગોંડ
(નાગપુર) તથા શ્રી નાનક ચાનજી ૫ માર (રાંચી)
ને મુલાકાતમાં ભાગ્ય કપ આપી તેનો લાભ
જમશેદપુરના ગુજરાતી ભાઈઓને આપ્યો

૨૧-૫-૧૯૪૦ –મહાત્મા ગાંધીજીના સાબરમતી આશ્રમના દર્શનાર્થે ગમન.

૨૪-૬-૧૯૪૧ –કચ્છ–હાજાપુરમા નાતની જગ્યા તરીકે મંદિરની ઉગમણી બાજુનું જૂનું મકાન લઇ‌ને પોતાના તરફથી ભાઇશ્રી ખેંગાર રતનાની દેખરેખ નીચે નવું પાકું મકાન બંધાવી આપ્યુ.

૧-૫-૧૯૪૨ –કચ્છ–હાજાપુરમા ગામને સીમાડે હનુમાન વાડી લીધી, ગૌસેવાર્થે હવાડો બાંધ્યો, આજે પણ જ્યાં ગ્રામજનો નાહવા–ધોવાની સગવડનો લાભ લે છે.

૩૦-૬-૧૯૪૨ –કચ્છ–હાજાપુરની નાતની જગ્યાએ અધિક જેઠ પુરુષોત્તમ માસ પ્રસંગે પૂર્ણિમાથી અમાસ સુધી સોળ દિવસ અખંડ રામધૂન કરી.

૧-૮-૧૯૪૩ થી ૨૮-૮-૧૯૪૩ સુધી હાજાપુર ગામમાં સસ્તા ભાવે લોકોને અનાજ પૂરું પાડયુ.

૧૪-૨-૧૯૪૪ –રાત્રે ૩ વાગે સર્વપ્રથમ હૃદય રોગનો હુમલો શરૂ થયો. કે જે હુમલો ઇ. સ. ૧૯૫૫ ના માર્ચ માસની પચ્ચીસ તારીખ સુધી ઓછે વધતે પ્રકારે ચાલુ રહ્યો હતો

૨૨-૬-૧૯૪૪-(અષાડી બીજ વિ સં. ૨૦૦૦) રથયાત્રાના દર્શન નિમિત્તે પોતાના ધર્મપત્ની અ સૌ જતુબાઇ સાથે જગન્નાથપુરીની યાત્રા કરી.

૧૪-૨-૧૯૪૫-ઈશ્વર પ્રેરણાથી, ભગવાન શ્રીકૃષ્ણની છબી પધરાવીને ઘરમા નાનું સરખુ મંદિર સ્થાપ્યુ

૧૧-૨-૧૯૪૫-ચાલીસ યાત્રીઓના સંઘમાં અમરકંટક (શ્રી નર્મદાજીના ઉદ્દગમ સ્થાન) ની તેઓ દંપતીએ યાત્રા કરી.

૨૭-૬ ૧૯૪૬-વૈરાગ્યથી દેવશી રાજા ચૌહાણ તથા બાલપણના સ્નેહી શ્રી લાનજી ભીમજી સોલંકી સાથે રથયાત્રા નિમિત્તે પુન જગન્નાથપુરીની યાત્રા કરી

૩૧-૧૦-૧૯૪૬-જમશેદપુરમા પહેલીવાર શ્રીમદ્ ભાગવત સપ્તાહ પારાયણની બે કથાઓનુ એકસાથે આયોજન કર્યું. જેમા શાસ્ત્રી શ્રી અંબાશંકર ભાણજી ભટ્ટ તથા શ્રી મોહનલાલ કાશીરામ જોશી શ્રીમદ્ ભાગવતના વક્તા હતા

૧૯ ૧૦-૧૯૪૮-ટાક બધર્સ, રેડીમેડ કાપડ દુકાનની સ્થાપના કરી

૧૭-૭-૧૯૫૦ -ટાક બ્રધર્સ રેડીમેડ કાપડ દુકાન સાકચી બ્રાન્ચની સ્થાપના કરી

૨૮–૬–૧૯૫૧ –હાજાપુર (કચ્છ) પોતાના ગામમાં ચિ. પૌત્રી કોકિલા રણછોડભાઈના શુભ લગ્ન પ્રસંગે સગાં સ્નેહીઓનું તો સમૂહ ભોજન ગોઠવેલું પણ સાથોસાથ હરિજનોની નાત જમાડી–રાત્રે ભજન સંકીર્તન કરાવી અનુપમ લ્હાવ લીધો.

૨૦–૧–૧૯૫૩ –વસંત પંચમી (મંગળવાર) ના રોજ ઘરના મંદિરમાં શ્રી કૃષ્ણની છબીને સ્થાને શ્રી રાધા-કૃષ્ણ યુગલ સ્વરુપની પ્રતિષ્ઠા કરી. ચોવીસ કલાકનું અખંડ નામ સંકીર્તન કર્યું.

૬–૪–૧૯૫૪ –ભારત વિખ્યાત દ્વાદશ વર્ષીય પ્રયાગ કુંભમેળાની પવિત્ર યાત્રા પૂર્ણ કરીને આવેલ હોઈ તે નિમિત્તે સમસ્ત જમશેદપુર ગુજરાતી સમાજ માટે લગભગ બે હજાર માણસોનું પ્રીતિભોજન ગોઠવ્યું. એ પ્રસંગે સૌને ગંગાજળનું પાન કરાવ્યું. (નોંધ : સ્વર્ગવાસ પહેલાં બરાબર એક વર્ષ અગાઉ કરેલ આશ્ચર્યકારક આયોજન)

૧૬–૮–૧૯૫૪ –પ્રપૌત્ર શ્રી દીપકકુમાર રતિલાલ રણછોડ નાનજી ટાંકનો જન્મ થયો. પોતાની હયાતીમાં ચોથી પેઢી નિહાળવાનું સદ્ભાગ્ય સાંપડતા અનન્ય ખુશાલી

સુમતિ કુમતિ સબકે ઉર રહહીં ।
નાથ પુરાન નિગમ અસ કહહીં ॥
જહાં સુમતિ તહઁ સંપતિ નાના ।
જહાં કુમતિ તહઁ વિપતિ નિદાના ॥

શ્રી તુલસી રામાયણ

## અનુક્રમણિકા ( દ્વિતીય ખંડ )


* સ્વ. નાનજીભાઇના હસ્તાક્ષર (ડાબી બાજુ)
* સ્તવન-મંગલ ( નિત્ય ગવાતી પ્રાર્થના )
* શ્રી કૃષ્ણ મંદિર ( ચિત્ર )
* ભજનિક શ્રી નગીનભાઇ પટેલનો સંક્ષિપ્ત પરિચય
* ભાગ્યોદય ભજનાવલી

| ક્રમાંક | ભજન | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | પહેલી પૂજા ગણપતિ તમારી રે, | ૧૭ |
| ૨ | જન્મ તેરો બાતોં મેં બીત ગયો. | ૧૮ |
| ૩ | ક્યોં નામ હરિ કા તુમ ભજતે નહીં ? | ૧૯ |
| ૪ | ક્યારે અવતરશો, ક્યારે અવતરશો ? | ૨૦ |
| ૫ | આવો ગોવર્ધનધારી જમવા આવોરે મુરારી ! | ૨૧ |
| ૬ | મીઠી લાગે છે મને ડાકોરની વાતડી, | ૨૨ |
| ૭ | ચાર દિવસની જિંદગી રે, મૂરખ ચેત તુ અભિમાની .. | ૨૩ |
| ૮ | પ્રેમીઓનાં પ્રેમે જ્યારે હરિ વશ થાય રે | ૨૪ |
| ૯ | ભજ મન રાધે ગોવિન્દ હરે | ૨૫ |

| ક્રમાંક | ભજન | પૃષ્ઠ |
|---|---|---|
| ૩૦ | એક સરજનહારના નામ ઘણા | ૪૬ |
| ૩૧ | નાનજીબાપા ભક્ત હરિના, જમશેદપુરના રહેવાસી | ૪૭ |
| ૩૨ | રાખો લાજ હમારી, પ્રભુજી રાખો લાજ હમારી રે | ૪૮ |
| ૩૩ | રામ નામ જપ નવ કીધો રે મનવા ! | ૪૯ |
| ૩૪ | લાજ શરમને ત્યાગી, હરિ આવ્યો રે શરણે તમારી | ૫૦ |
| ૩૫ | રામાયણ ગીતાની વાત મીઠી રે | ૫૧ |
| ૩૬ | મેં તો કીધી છે, ઠાકોર થાળી રે | ૫૨ |
| ૩૭ | ભજન વિના બાવરે, જાય તેરી જિંદગાની | ૫૩ |
| ૩૮ | મનુષ્ય જન્મ તારો એળે ગુમાવ ના | ૫૪ |
| ૩૯ | તમે છો દયાળુ ભગવાન, દયાળુ ભગવાન ! | ૫૫ |
| ૪૦ | સુનલો ફરિયાદ હમારી, ગોવર્ધન ગિરિધારી રે | ૫૬ |
| ૪૧ | ગાવુ મે તો ગોવિંદ નામ હરે | ૫૭ |
| ૪૨ | હૃદયનાં બારણા ને આંખોની બારી | ૫૮ |
| ૪૩ | લીના પ્રભુની ત્યાગી (૨) મેં તો નજરે ભાળી (૨) | ૫૯ |
| ૪૪ | નારાયણનુ નામજ લેતા, વારે તેને તજીએ રે, | ૬૦ |
| ૪૫ | મોરલીધારી, કૃષ્ણમુરારી, આવો રે ઘનશ્યામ | ૬૧ |
| ૪૬ | કોઇ આજ જશે કોઇ કાલ રે, આ તો પંખીડાનો મેળો | ૬૨ |
| ૪૭ | મૂરખ કેમ નહિ તુ સમજે | ૬૩ |
| ૪૮ | મન મંદિરમા છે ભગવાન | ૬૪ |
| ૪૯ | સૂના મંદિર છે આજ | ૬૫ |

| ક્રમાંક | ભજન | પૃષ્ઠ |
|---|---|---|
| ૫૦ | ઉજળું એટલું દૂધ નથી, | ૬૬ |
| ૫૧ | તારી મોરલીના સુર મ્હને લાગે મધુર | ૬૭ |
| ૫૨ | હરિ મ્હારા આવો રે | ૬૮ |
| ૫૩ | નાણું મરણ ભરી આજે | ૬૯ |
| ૫૪ | ભૂલ્યા શું જોઈ ભગવાન રે | ૭૦ |
| ૫૫ | મને એક સહારો તમારો | ૭૧ |
| ૫૬ | જૂઠી છે જગની રીત, હરિ સંગ જોડ પ્રીત | ૭૨ |
| ૫૭ | પ્રભુજી તેરે બાલક હી સમઝે | ૭૩ |
| ૫૮ | કયા કસૂર ભયે હમસે ! | ૭૪ |
| ૫૯ | દયાળુ મારા દિલમાં રે ( ૨ ) | ૭૫ |
| ૬૦ | ત્હારું ધન જોબન ધૂળ થાશે. | ૭૬ |
| ૬૧ | તુમ કહાં ગયે ગોપાલ છોડ કે સાથ .. | ૭૭ |
| ૬૨ | છમકતી તને હરિ શું ગાતા | ૭૮ |
| ૬૩ | ભજન ભૂલી ભટક્યો જગમાં | ૭૯ |
| ૬૪ | મારા હરિ મંદિરમાં આવો રે ( ૨ ) | ૮૦ |
| ૬૫ | જય જય નંદનાના, પ્રભુ જય ગોપાલા ! | ૮૧ |
| ૬૬ | વૈષ્ણવ જન તો તેને કહીએ (નરસિંહ મહેતા) | ૮૨ |
| ૬૭ | શ્રી રઘુનાથ પકડો હાથ, સાચા સંતના છો સાથ | ૮૩ |
| ૬૮ | "આપા" ( શ્રી ધારશીભાઈ રચિત ગરબો ) | ૮૪ |

# –: સ્તુતિ :–

[ ૧ ]

છંદ

ભએ પ્રગટ કૃપાલા દીનદયાલા કૌસલ્યા હિતકારી,
હરષિત મહતારી મુનિ-મન હારી અદ્‌ભુત રૂપ બિચારી.
લોચન અભિરામા તનુ ઘનસ્યામા નિજ આયુધ ભુજ ચારી,
ભૂષન વનમાલા નયન બિસાલા સોભાસિંધુ ખરારી.
(૧)

કહ દુઈ કર જોરી અસ્તુતિ તોરી કેહિ બિધિ કરૌં અનંતા,
માયા ગુન ગ્યાનાતીત અમાના વેદ પુરાન ભનંતા.
કરુના સુખ સાગર સબ ગુન આગર જેહિ ગાવહિં શ્રૂતિ સંતા,
સો મમ હિત લાગી જન અનુરાગી ભયઉ પ્રગટ શ્રીકંતા.
(૨)

બ્રહ્માંડ નિકાયા નિર્મિત માયા રોમ રોમ પ્રતિ બેદ કહૈ,
મમ ઉર સો બાસી યહ ઉપહાસી સુનત ધીર મતિ થિર ન રહૈ.
ઉપજા જબ ગ્યાના પ્રભુ મુસુકાના ચરિત બહુત બિધિ કીન્હ ચહૈ
હરિ કથા સુહાઈ માતુ બુઝાઇ જેહિ પ્રકાર સુત પ્રેમ લહૈ
(૩)

માતા પુનિ બોલી સો મતિ ડોલી તજહુ તાત યહ રૂપા
કીજૈ સિસુલીલા અતિ પ્રિયસીલા યહ સુખ પરમ અનૂપા
સુનિ બચન સુજાના રોદન ઠાના હોઈ બાલક સુરભૂપા,
યહ ચરિત જે ગાવહિં હરિપદ પાવહિં તે ન પરહિં ભવકૂપા.
(૪)

દોહા

વિપ્ર ધેનુ સુર સંત હિત લીન્હ મનુજ અવતાર,
નિજ ઈચ્છા નિર્મિત તનુ માયા ગુન ગો પાર.
સિયાવર રામચંદ્રકી જય.

[૨]

શ્રીરામચંદ્ર કૃપાલુ ભજ મન હરણ ભવભય દારુણં;
નવકંજલોચન કંજમુખ કરકંજ પદકંજારુણં.

કંદર્પ અગણિત અમિત છબી નવનીલ નીરદ સુંદરં;
પટપીત માનહું તડિત રુચિ શુચિ નૌમિ જનક સુતાવરં.

શિર કિરીટ કુંડલ તિલક ચારુ ઉદાર અંગ વિભૂષણં;
આજાનુભુજ શરચાપધર સંગ્રામજિત ખર-દૂષણં.

ભજ દીનબંધુ દીનેશ દાનવ દલન દુષ્ટ નિકંદનઃ
રઘુનંદ આનંદકંદ કોસલચંદ દશરથનંદન.

ઇતિ વદત તુલસીદાસ શંકર શેષ મુનિ મન રંજનઃ
મમ હૃદયકંજ નિવાસ કુરુ કામાદિ ખલદલગંજન.

[ ૩ ]

છંદ

મનુ જાહિં રાચેઉ મિલિહિ સો બરુ સાહજ સુંદર સાંવરો;
કરુના નિધાન સુજાન સીલુ સનેહુ જાનત રાવરો.

એહિ ભાંતિ ગૌરિ અસીસ સુનિ સિય સહિત હિયં હરષીં અલી
તુલસી ભવાનિહિ પૂજિ પુનિ પુનિ મુદિત મન મંદિર ચલી.

[ ૪ ]

સોરઠા

જાનિ ગૌરી અનુકૂલ સિય હિય હરષુ ન જાઈ કહિ.
મંજુલ મંગલ મૂલ બામ અંગ ફરકન લગે.

[ ૫ ]

દોહા

મો સમ દીન ન દીનહિત તુમ સમાન રઘુબીર.
અસ બિચારી રઘુવંશમણિ કૃપાસિંધુ રઘુબીર.

કામિહિ નારિ પિઆરિ જિમિ લોભિહિ પ્રિય જિમિ દામ;
તિમિ રઘુનાથ નિરંતર પ્રિય લાગહુ મોહિ રામ.

પ્રણતપાલ રઘુબંશમણિ કરુણાસિંધુ ખરારિ,
ગએ શરણ પ્રભુ રાખિઓ સબ અપરાધ બિસારિ.

ભાગ્યોદય ભજનાવલી

શ્રવણ સુજસ સુનિ આવિયો ભવભંજન રઘુવીર:
ત્રાહિ ત્રાહિ આરત હરણં શ્રવણ કરો રઘુવીર.

અર્થ ન ધર્મ ન કામ અરૂ ગતિ ન ચહું નિરવાન.
જન્મ જન્મ સિયરામપદ એહિ બરદાન સમાન.

બાર બાર વર માગિહુ હરખી દિયો શ્રીરંગ.
પદસરોજ અનિ પાયની ભગતિ સદા સતસંગ.

બરની ઉમાપતિ રામગુન હરખી ગયો કૈલાસ,
તબ પ્રભુ કપિન દીવાએ સબ બિધિ સુખદાઈ.

એક મંદમતિ મોહબસ કુટિલ હૃદય અજ્ઞાન.
પુનિ પ્રભુ મોહિ ન બિસારીએ દીનબંધુ ભગવાન.

રાજનગરીઆ રામકી બસે ગંગકે તીર:
અટલ રાજ મહારાજકો ચોકી હનુમત બીર.

રામ વામ દિશિ જાનકી લક્ષ્મણ દાહિની ઓર.
ધ્યાન સકલ કલ્યાણમણિ સુરતરુ તુલસી તોર.

કિત મોરલી કિત ચંદ્રિકા. કિત ગોપિયન કો સાથ.
તુલસી ભક્ત કે ભાવસે. કૃષ્ણ ભયે રઘુનાથ.

કહા કહુ છબિ આજકી, ભલે બિરાજે નાથ:
તુલસી મસ્તક તબ નમે ધનુષ-બાન લ્યો હાથ.

તુલસી સીતારામકો રીઝ ભજો કે ખિજ;
જયૂં ખેતરમેં વાવીયે ઊલટા સુલટા બીજ.

તુલસી તુલસી ક્યા કરો તુલસી બનકો ઘાસ;
કૃપા ભઈ રઘુનાથકી હો ગયે તુલસીદાસ.

તુલસી છાણાં બેચતો દમડીકા દસ-બીસ;
કૃપા ભઇ રઘુનાથકી તો ભૂપ નમાવે શીશ.

તુલસી જગમે આયકે કર લીજે દો કામ,
દેનકું ટુકડા ભલા ઔર લેને કો હરિનામ.

તુલસી યહ સંસારમેં ભાત ભાતકે લોગ;
સબસે હિલમિલ ચાલિયે, નદી નાવ સંજોગ.

ચિત્રકૂટકે ઘાટ પર ભઇ સંતનકી ભીર;
તુલસીદાસ ચંદન ઘીસે તિલક કરે રઘુબીર.

પરધન પથ્થર જાનિયે પર સ્ત્રી માત સમાન,
ઇતનેસે હરિ ના મિલે તુલસીદાસ જમાન.

દયા ધરમકા મૂલ હૈ પાપ મૂલ અભિમાન;
તુલસી દયા ન છાંડીયે જબ લગ ઘટમેં પ્રાન.

ચિંતાસે ચતુરાઇ ઘટે દુ:ખસે ઘટે શરીર,
પાપીંસે લક્ષ્મી ઘટે કહ ગયા દાસ કબીર

નહીં બિદ્યા નહીં બાહુબલ નહીં ખરચનકો દામ,
મો સમ પાપી પતિતકી તુમ પત રાખો રામ.

સીતાપતિકી કોટડી ચન્દન જડયા કીંવાડ,
તાલા લગા હૈ પ્રેમકા ખોલે કૃષ્ણ મોરાર.

કલીયુગ સમાન યુગ નહી જો નર કરે બિશ્વાસ,
ગાય રામગુણ ગણુ વિમલ ભવ તરે બીન પ્રયાસ.

ગમ સમાન ભોજન નહિ જો કોઇ ગમ ખાય,
અંબરીષ ગમ ખા ગયા દુર્વાસા બિલલાય.

રામ ભજી લે પ્રાણિયા ! પછી ભજાશે નહીં,
કાયા થાસે જર્જરી રામ કેંવાશે નહીં.

રામનામ તો સબ કહે દશરથ કહે ન કોઇ,
એક બાર દશરથ કહે તો કોટિ યજ્ઞ ફલ હોઇ.

જનની જણ તો ભક્ત જણ કાં દાતા કાં શૂર,
નહિતર રહેજે વાંઝણી મત ગુમાવીશ નૂર.

તરુવર, સરોવર, સંતજન ચોથા વરસે મેહ,
પરમારથ કે કારણે ચારોં ધરિયા દેહ.

જીવનધન, જોબનધન, રાજધન અવિચલ રહે ન કોઇ,
જો ઘડી જાય સતસંગમેં જીવનમેં ફલ સોઈ.

ઊગ્યા સો દિન આથમ્યા ફૂલ્યા સો કરમાય,
ચણ્યા દેવલ ગીર પડે જનમ્યા સો મર જાય

ધન્ય ધન્ય વાહ દેશ કો ધન્ય ધન્ય વાહ ગાંવ,
ધન્ય ધન્ય વાહ જીવડેકો જો લેત રામકો નામ.

જય જય ગીતારામકી જય લછમન બલવાન,
જય કપિ જય સુગ્રીવકી કહત ચલે હનુમાન.

ચાર પહોર ધંધો કરે ચાર પહોર રહે સોઈ,
રામનામ ઘડી ના લીઆ તો મુક્તિ કહાંસે હોય.

લેનેકો હરિનામ હૈ દેનેકો અન્નદાન,
તરનેકો હૈ દીનતા, બુડનેકો અભિમાન.

અવધધામ ધામાધિપતિ અવતારન પતિ રામ,
સકલ સૈન્ય પતિ જાનકી દાસન પતિ હનુમાન

મૈં કપટી કામી પ્રભુ તુમ હો ગરીબ નિવાજ,
આરત જન શરણુ પડયો બાંહ ગ્રહેન કી લાજ.

અજામિલ ઉધારિયો સજનો જાત કસાઈ,
પ્રેમ ભક્તી પ્રગટયા પ્રભુ રોહિદાસ ઘર જાઈ.

ગજ, ગુનકા અરુ ભીલડી, કહો પટીંતી પુરાન,
શરણાગત પ્રભુ જાન કે દીન્હો પદ નિરવાન.

વિશ્વાસે વળગી રહ્યો મનમાં મોટી આશ,
ગરીબદાસને રાખજો સદા ચરણની પાસ.

કરોડ કલ્પ કાશી બસો, મથુરા કલ્પ હજાર,
એક નિમિષ સરજૂ બસે તુલે ન તુલસીદાસ.

બિનતિ કરે મુનિ નાથ સિર કહુ કર જોરી બહોર.
ચરનસરોજ રઘુનાથ જીમી કબહુ તજો મતિ મોર.

એક ઘડી આધી ઘડી આધી સે પુનિ આધ,
તુલસી સગત સાધકી કટે કોટિ અપરાધ.

[ ૭ ]

## જયકાર

સિયાવર રામચન્દ્રકી જય.
અજોધ્યાપતિ રામજી લાલાકી જય.
રમાપતિ રામચન્દ્રકી જય.
બિંદ્રાબન કૃષ્ણચન્દ્રકી જય.
ઉમાપતિ મહાદેવકી જય.

## ભાગ્યોદય ભજનાવલી

પવનસુત હનુમાનકી જય.

બોલો ભાઈ સબ સંતનકી જય.

અપને અપને ગુરુ મહારાજજીકી જય.

મૈયા આરતિ જય જય સીતા રા.....મ.

[૮]

## એક શ્લોકી રામાયણ

આદૌ રામતપોવનાદિગમનં.

હત્વા મૃગં કાંચનં.

વૈદેહી હરણં, જટાયુ મરણં,

સુગ્રીવ સંભાષણમ્

વાલીનિગ્રહણં. સમુદ્રતરણં.

લંકાપુરી - દાહનં

પશ્ચાદ્ રાવણ - કુંભકર્ણહનનં,

એતદ્ધિ રામાયણમ્.

[ ૯ ]

એક શ્લોકી ભાગવત

આદૌ દેવકીદેવિ ગર્ભ જનનં
ગોપી ગૃહે વર્ધનં.

માયાપૂતન જીવિતાપ હરનં
ગોવર્ધનોદ્ધારણં

કંસચ્છેદન કૌરવાદિ હનનં
કુન્તી સુતા - પાલનં

એતદ્ ભાગવતં પુરાણ કથિતં
શ્રી કૃષ્ણ લીલા મૃતં.

[ ૧૦ ]

## પ્રાર્થના

હે રામા પુરુષોત્તમા નરહરિ નારાયણ: કેશવ:
ગોવિંદ: ગરુડધ્વજ: ગુણનીધિ દામોદર: માધવ:
હે કૃષ્ણ કમલાપતિ જદુપતિ સીતાપતિ શ્રીપતિ
નાસાગ્રે ગજમૌકિતકં કરતલે વેણુ કરે કંકણં
સર્વાંગે હરિચન્દનં ચરચિતં કંઠે ચ મુકતાવલિ
ગોપશ્રી પરિવેષ્ટિતો વિજયતે ગોપાલ ચૂડામણિ

## [૧૬]

### શ્રી ગુરુ-સ્તવન

ગુરુ બ્રહ્મા ગુરુ વિષ્ણુ ગુરુર્દેવો મહેશ્વર:
ગુરુ સાક્ષાત્ પરંબ્રહ્મ તસ્મૈ શ્રી ગુરવે નમ:

ધ્યાનમૂલં ગુરોર્મૂર્તિં પૂજામૂલં ગુરોર્પદં,
મંત્રમૂલં ગુરોર્વાક્યં મોક્ષમૂલં ગુરુકૃપા.

નિત્યં શુદ્ધં નિરાભાસં નિરાકારં નિરંજનં,
નિત્યં બુદ્ધં ચિદાનંદં ગુરુબ્રહ્મ નમામ્યહમ્

અનેક જન્મ સંપ્રાપ્તે કર્મબંધ વિદાહિને,
સ્વાત્મજ્ઞાનપ્રભાવેન તસ્મૈ શ્રી ગુરવે નમઃ

## [૧૭]

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ
ત્વમેવ બંધુશ્ચ સખા ત્વમેવ.
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ
ત્વમેવ સર્વં મમ દેવ દેવ.

[ ૧૩ ]

યેષાં ન વિદ્યા ન તપો ન દાનં
જ્ઞાનં ન શીલં ન ગુણાં ન ધર્મ:
તે મૃત્યુલોકે ભુવિભારભૂતા;
મનુષ્યરૂપેણ મૃગાશ્ચરન્તિ.

[ ૧૪ ]

વસુદેવ સુતદેવં કંસચાણુર મર્દનં,
દેવકી પરમાનંદં કૃષ્ણં વંદે જગદ્ગુરું.

[૧૫]

વિદ્વત્વં ચ નૃપત્વં ચ નૈવ તુલ્ય: કદાચન
સ્વદેશે પૂજ્યતે રાજા વિદ્વાન્ સર્વત્ર પૂજ્યતે.

[૧૬]

અસિત ગિરિસમં સ્યાત્કજ્જલં સિંધુપાત્રે,
સુરતરુવર શાખા લેખની પત્રમુર્વી;
લિખતિ યદિ ગૃહીત્વા શારદા સર્વકાલં,
તદપિ તવ ગુણાનામીશ પારં ન યાતિ.

[ ૧૭ ]

પુણ્યશ્લોકો નલો રાજા
પુણ્યશ્લોકો યુધિષ્ઠિરઃ
પુણ્યશ્લોકો ચ વૈદેહી
પુણ્યશ્લોકો જનાર્દનઃ

[ ૧૮ ]

મનોજવં મારુત તુલ્ય વેગં
જીતેન્દ્રિયં બુદ્ધિમતાં વરિષ્ઠં
વાતાત્મજં વાનરયુથ મુખ્યં
શ્રીરામદૂતં શરણં પ્રપદ્યે.

[ ૧૯ ]

કૈલાસનાથઃ શિવચંદ્રમૌલી મુક્તિ-પ્રદાતા હમ તો હૈ હારે,
કારુણ્યસિંધુ ભવદુઃખહારી તુજ બીન શંભુ મુજે કૌન તારે?

[ ૨૦ ]

# સમાપ્તિ પ્રાર્થના

અચ્યુતં કેશવં શ્રીરામ નારાયણં
શ્રીકૃષ્ણ દામોદરં શ્રી વાસુદેવં હરિ
શ્રીધરં માધવં શ્રી ગોપિકા વલ્લભં
શ્રીજાનકી નાયકં શ્રી રામકૃષ્ણં ભજે
ઇંદિરા મંદિરં શ્યામ શ્રી સુંદરં
દ્રૌપદી રક્ષકં શ્રીજાનકી નાયકં
કૃષ્ણવે વિષ્ણવે શ્રીરાધિકા રાધિકં
કેશવે ધ્વંશવે શ્રી લક્ષ્મી નાયકં
એક વાર બોલો શ્રી રામકૃષ્ણકી જય.

# ભગવદ્ભક્તનો અનાસક્તિ યોગ

वसन् वृन्दारण्ये विमलयमुनातीरपुलिने
चरन्तं गोविन्दं हलधरसुदामादिसहितम् ।
अये कृष्ण ! स्वामिन् मधुरमुरलीवादन विभो !
प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् ॥

## યુગલ-સ્વરૂપ




શ્રી રાધા-કૃષ્ણ

સ્વ. શ્રી નાનજીભાઈએ પોતાના ઘરના નાનકડા શ્રી કૃષ્ણ-મંદિરમાં જેની પ્રતિષ્ઠા વસંતપંચમી વિ. સં. ૨૦૦૯ તા. ૨૦-૧-૧૯૫૩ના શુભ દિને ભારે ધામધૂમપૂર્વક કરી હતી, તે શ્રી વિગ્રહ.



શ્રી નગીનભાઈ ગમટભાઈ પટેલ

જેમના સુમધુર ભજનો આ પુસ્તકમાં પ્રસિદ્ધ થયા છે.

# ભજનિક શ્રી નગીનભાઈ પટેલનો સંક્ષિપ્ત પરિચય

જેમના ભક્તિભર્યા પ્રયત્નથી અમને આ ભાગ્યોદય ભજનાવલી પ્રગટ કરવાનો સુઅવસર સાંપડયો છે તે ભાઇ શ્રી નગીનભાઈ રામજીભાઇ પટેલ એક આશાસ્પદ ધર્મપ્રેમી યુવાન છે યુવાન વયમાં જ એમના હૃદયસરમાંથી ભક્તિરસના ઝરણાં પાવનકારી ગંગાના પ્રવાહની પેઠે વહેવા લાગ્યા છે ભક્તિરસ પ્રભુકૃપા વગર પ્રાપ્ત થતો નથી પ્રભુએ સંગીતપ્રેમી શ્રી નગીનભાઈને ભક્તિરસ સાથે મધુર કંઠની પણ બક્ષિસ આપેલ છે. તેમના સુમધુર ભજનો સાંભળી શ્રોતાજન પ્રભાવિત બન્યા વગર રહેતા નથી. એમના સ્વ-રચિત ભજનો મર્મયુકત અને ભક્તિભાવથી પરિપૂર્ણ છે.

શ્રી નગીનભાઇએ અમારા સ્વ. પિતાશ્રીના સંપર્કમાં આવ્યા ત્યારથી અદ્યાપિપર્યંત ભજનમંડળી સાથે સાપ્તાહિક સત્સંગમાં દર મંગળવારે આવી અમને ભક્તિરસનો અપૂર્વ લાભ આપ્યા કર્યો છે. એમની ભજન-વાણીને આ પુસ્તકમાં પ્રગટ કરી અમે કૃતાર્થતા અનુભવીએ છીએ

| તા. ૧૨-૧૧-૧૯૫૮, બુધવાર | લિ. નાનજી ગોવિંદજી એન્ડ સન્સ જમશેદપુર. |
|---|---|

# ભાગ્યોદય ભજનાવલી

[ ૧ ]

( રાગ–દેખો આયા હૈ કૈસા જમાના )

પહેલી પૂજા ગણપતિ તમારી રે,

તમે છો જગના સ્વામી . ...(૨)......પહેલી...

માતા હતી જેની પાર્વતીજી,

પિતા ભોલાનાથ શિવજી;

કરતા પૂજા સૌ નર–નારી,

તમે આપો શકિત તમારી રે......તમે...

હું છું એક અજ્ઞાની,

શુદ્ધ બુદ્ધિ દીયો સ્વામી;

બાળભકત વિનવે પૂકારી,

પ્રગટાવો જીવનમાં જયોતિ રે..... તમે ..

---

[ ૨ ]

(રાગ — ઠુમરી)

જન્મ તેરો બાતોં મેં બીત ગયો,
રે, તુને કભી ના કૃષ્ણ કહ્યો .. જન્મ ...

પાંચ બરસકા ભોલા ભાલા,
અબ તો બીસ ભયો રે . ... મન. .
પાંચ પચીસી માયા કારણ,
દેશ વિદેશ ગયો .. .... . જન્મ .

તીશ વરસ મે મતિ ઉપજી,
ધન મે નૈન ગયો;
લાખ ક્રોડા માયા જોડી,
તબ હી ના લોભ ગયો .. જન્મ

વૃદ્ધ વયમા આળસ ઉપજી,
કફમે શ્વાસ રહ્યો
સંતકી સંગત કભી નહીં કિયો,
વૃથા જન્મ ગયો . .... . જન્મ . . .

યહ સંસાર મતલબ કા લોભી, જૂઠા ઠાઠ રહ્યો,
કહે ભકત, સમજ મન મૂરખ, કાહે હરિકો ભૂલ ગયો ..
જન્મ . . ..

[ ૩ ]

(રાગ – ઇન્સાફ કા મંદિર હે, ભગવાન કા ઘર હે)

ક્યોં નામ હરિ કા તુમ ભજતે નહીં,
યહ જન્મ બારબાર તેરો આતે નહીં.

લોગ કહતે હૈં ભગવાન આતે નહીં.
પ્રેમ ભક્તિ સે તુમ ઉન્હેં બુલાતે નહીં,
પ્રહ્લાદ કી તરહ ધૂન લગાતે નહીં ...... યહ......

લોગ કહતે હૈં ભગવાન આતે નહીં,
શબરી કી તરહ તુમ ખિલાતે નહીં,
મીરાંકી તરહ મનમે બસાતે નહીં ...... યહ.....

દુઃખમેં કહતે હૈં ભગવાન આતે નહીં,
દ્રૌપદી કી તરહ તુમ પુકારતે નહીં,
વિદુર કી તરહ સાગ ખિલાતે નહીં ...યહ.....

માયા જાલ કો દિલમેં હટાયા નહીં,
ધ્યાન હરિકા મનમેં બસાયા નહીં,
ભક્ત કહતે હે પ્રેમમે હરિ બુલાયા નહીં ....યહ

## [ ૪ ]

(રાગ :– મારા સાસરે જઇ કોઇ કહેજો)

કયારે અવતરશો કયારે અવતરશો ?
ઊંચે ઊંચે આકાશથી..... હો ......પ્રભુ.. .. ઊંચે.

કહ્યુ હતુ કે ધર્મ જાશે,
કહ્યું કે પાપો થાશે,
આવીશ હું ત્યારે (૨) દુનિયાની નજરો સામે . કયારે.

ધર્મ ઘટે છે પાપો વધે છે,
માનવતાના મૂલ ઘટે છે,
ભૂલી મારગ આ દુનિયા (૨) મારગ મૂકી ચાલે.. કયારે.

નદી ઝરણાંમાં નીર નથી,
જીવજંતુના ધામ નથી,
ચોર વધ્યા છે જગમા (૨) કમજોરી તામસ ભારે . કયારે.

સતુ કૃષ્ણ વિના ભારત આજે,
રામ વિના લકા એ ગાજે,
ચીર પૂરવા દ્રૌપદીનાં ફરી આવનો કયારે .... કયારે.

ભક્તો તુજને વિનવે છે.
મનમાં ને મનમાં પુકારે છે,
પાપો વધ્યાં છે જગમાં (૨) કયારે અવતરશો ? ...કયારે.

---

" જન કા પડયા સ્વભાવ – જાય નહિ જીવતા "

[ ૫ ]

(રાગ :—મેરા જીયા બે કરાર.. .. )
( થાળ )

આવો ગોવર્ધનધારી જમવા આવોરે મુરારી,
ગોવર્ધન ગિરિધારી.....

લાડુ, જલેબી ને બરફી, ઘીમાં બનાવી છે ઘારી,
તમે લ્યો વનમાળી ...જમવા....

આદુ કેરી ને નારંગી, આચાર કીધા છે રંગબેરંગી,
તમે લ્યો વનમાળી....જમવા....

તાજા દૂધની ખીર બનાવી, દહીં માખણ ને મલાઈ
તમે લ્યો વનમાળી ..જમવા...

ભલી ભાતના ભોજન બનાવી, થાળ ભર્યાં છે સોનાકેરા,
તમે લ્યો વનમાળી...જમવા...

ભક્ત કરે છે વિનતિ, તમે જમો રે ગિરિધારી,
આવો ગોવર્ધન ગિરિધારી ..જમવા...

---

" બાનપન સે હરિ ભજે, જગ સે રહે ઉદાસ,
તીરથ આશા કરત હૈ, કબ આવેંગે દાસ. "

[ ૬ ]

(રાગ – લાખ લાખ દિવડાની આરતી ઉતારશો . )

મીઠી લાગે છે મને ડાકોરની વાતડી,
હૈયામાં દર્શનની આશ
ડાકોરના રાજા રણછોડજી .....મીઠી......

નીચાં દેવળ ઊંચી ધજાઓ ફરકે,
શિખર સોનાનાં કળશ ચમકે,
ચોઘડિયાંના સાદ થાય .....ડાકોર......

ગોમતીના તીરે ગંગનાથ આરે,
સ્નાન કરી ભક્તો દુઃખડા ટાળે,
એતો પ્રભુ દર્શને જાય . .. ડાકોર .....

ચારે તરફ અમે નયનો બિછાવ્યા,
ભક્તોનાં રંગ ત્યા ઊંડે ભક્તિતણાં,
ભાવભીના હૈયા ઉભરાય . ડાકોર .....

મનના મંદિરિયે તમને વસાવશું,
દર્શન કરીને મનને હસાવશુ .
ભક્તોનાં દિલ પાવન થાય . . ડાકોર.. ...

---

૧ ભાવ પ્રધાન ૨ સેવા પ્રધાન ૩ દાન પ્રધાન

[૭]

( રાગ – છોટી સી યહ જિંદગાની રે .. )

ચાર દિવસની જિંદગી રે, મૂરખ ચેત તું અભિમાની ..
રે, મૂરખ ચેત તું અભિમાની...

ધન દોલત તારા રહેશે ઘરમાં,
ના આવે કાંઈ સંગમાં,–કાંઇ સંગમાં,
માયા પડશે ખાલી જગતમાં,–ખાલી જગતમાં...ચાર...

યમપુરીનો સંદેશ આવશે,
ના આવે એ તાર ટપાલમાં–તાર ટપાલમાં,
લઇ જાશે યમ પલમાં–યમ પલમાં... ..ચાર...

જુઠી માયા તમે ત્યાગી,
ભજોરે મન નામ શ્રી હરિ નામ શ્રી હરિ,
જન્મ મરણની થાશે મુક્તિ – થાશે મુક્તિ . ચાર .

---

" સંસારમાં બહુજ નજીકમાં રહેવું અનાદરનું કારણ કહેવાય. "

[ ૯ ]

(રાગઃ- તાળીઓને તાલે...)

પ્રેમીઓનાં પ્રેમે જ્યારે હરિ વશ થાય રે,
આનંદ માય અંગે આનંદ માય,
અજ્ઞાની હો જ્ઞાની· નિર્ધન હો ધનવાન રે...આનંદ...

નિર્ધન હતો નરસૈયો, ને જોગણ મીરાંબાઇ રે,
લાજ રાખી દ્રૌપદીની હરિએ કીધી સહાય રે,
ભીલ જાતની શબરી બાઇના, જૂઠાં બોર ખાય રે...આનંદ...

ગુરુ જ્ઞાન રાખીને· અભિમાન જે તજશે રે,
દરિયા જેવું દિલ કરીને પ્રેમે હરિ ભજશે રે,
તેને કરશે હરિ સહાય રે...આનંદ...

---

મહાત્મા જલારામ બાપાનો જન્મ સંવત ૧૮૫૬ ને
મોક્ષ સંવત ૧૯૩૭.

[ ૯ ]

(રાગ – કાલી બદ રાતેં નજા નજા)

ભજમન રાધે ગોવિંદ હરે,
કૃષ્ણ કૃષ્ણ હરે,
ભવસાગર પાર ઉતારશે નામ કૃષ્ણ હરે ભજમન .

બીચ સભામેં પુકારે,
દ્રૌપદી નામ કૃષ્ણ હરે,
આવ્યા હરિ તેને સહાયે ચીર ખટાયા હાથ ભજ...

મીરાં ઝેર અમૃત કીયે,
શાક વિદુર ઘર ખાયે,
નરસિંહ કી હુંડી સ્વિકારે ગિરિધર ગોપાલ ભજ...

ભકત કે કાજે શ્રી હરિ,
અનેક રૂપ ધરે,
ભીડ ભકતન કે સબ તારે, કિયે ઉનકે સહાયે . ભજ...

---

જમશેદજી ટાટાનો જન્મ ઈ. સ. ૧૮૩૯
અને અવસાન બ નોહીમ ખાતે તા ૧૯–૫–૧૯૦૪.

[ ૧૭ ]

( રાગ – આયેગા મીત મીતનકે. ... )

મુખમે રામ જપીલે હૃદયમાં લઇ લે,
એ ના કરજો અભિમાન ........મુખમે .

પહેલાં ગર્ભમાં કહેતો હતો રે, – કહેતો હતો રે,
લઇશ તારુ નામ દિનરાત નામ દિનરાત
બાહાર આવી તમો એ ભૂલી ગયા સર્વે ભાન મુખમે

છોરા છોરૂ ઘરની માયા – ઘરની માયા,
ના કોઇ રહ્યા ના રહેવાના, — ના રહેવાના.
પાપી પીંજર ખાલી પડશે – એ રોતી રહે ઘરની નાર,
.... મુખમે

ચાર દિવસની જિંદગી છે, – જિંદગી છે,
માટીમાં એ મળી જાશે – મળી જાશે,
દાસ ભગો કહે છે કે. ક્યારે ભજશો ભગવાન
. ...મુખમે

---

" વડવિના વેવાઇ કીધો, વડવિણ બાદળીયો
વડવિના કીધી પ્રીત, ઇ ભૂલ્યા ત્રણેય ભીંત "

[ ૧૧ ]

( રાગઃ- તકદીર બનાને વાલે ઇન્સાફ તો કર દે )

ભજી લેને પ્રાણી રામ ભજી લે,
અવસર આવે ના ફરી ફરી .....ભજીલે...

મોટા મોટા ભૂપતિ આવ્યા,
ધન દોલત છોડીને ચાલ્યા,
હો, ના રહી તેની નિશાની......ભજીલે...

સઘળું કુટુંબ તારું રોતું રહેશે,
સાથ તુજને કોઈ ના દેશે;
હો, ધુળ થશે જવાની......ભજીલે...

પાપ કર્મથી મુક્તિ પાઓ,
હરિભજનમાં ધૂન લગાઓ,
હો, ભક્તોની એજ કહાની ......ભજીલે...

" નેક નિભાવન કઠિન હૈ, – સબસે નિભાવત નાય
ચડવો ઘોડે મીણ કે, – ચલવો પાવકમાંય. "

[ ૧૨ ]

( રાગ :- ધીરે સે આજારે અખિયનમેં નિંદિયા... )

આવો શ્યામ મુરારી, જય જય કૃષ્ણ મુરારી
આવો શ્યામ મુરારી,

હો, દુનિયા સારી દોલતના સાથી, કોણ સુણે અમારી,
કોણ સુણે અમારી ... ...આવો...

હો, શરદ ઝુઝે આંખો અમારી; દર્શન દીયો મુરારી,
દર્શન દીયો મુરારી ... ...આવો...

હો પાપી દુનિયા પાપથી ભરી, દેખી ધન તુજને ભુલી
દેખી ધન તુજને ભુલી ... ...આવો...

હો, વિનતિ અમારી સુનો ગિરિધારી,
દીયો શક્તિ મુજને મુરારી,
દીયો શક્તિ મુજને મુરારી ...આવો...

---

" પાપુ હોય તો કોપને ખાય "

[ ૧૩ ]

( રાગ :– આજ ગૌરી હુઆ વૈરાગી )

હો, જગના રખેવાળ રામ,
તને લાખો મારા પ્રણામ.

મારું મંદિર છે નાનેરું,
ના હીરા રત્નોએ જડેલું,
એમાં શોભે છે સુંદર શ્યામ ...તને...

તને તારી ધેનુ છે પ્યારી,
મને મારી ભજન ધૂન વ્હાલી,
હરિ સાચું છે તારું નામ ...તને...

દીનબંધુ દયાળુ નટવર નાગર,
પાર ઉતારો ભવ એ સાગર,
હાથ મૂકશોમાં મારા શ્યામ ...તને...

---

"મારવું હોય તો બુરી ઇચ્છાઓને મારો."

[ ૧૫ ]

(રાગ:– જીવન કી નાવ ના ડોલે.. )

દર્દભરી અરજ અમારી, સાંભળજો કૃષ્ણ મુરારી,
અંધારા જીવનમાં તુ એક જ્યોતિ,
આશા મને એક તમારી ... ... સાંભળજો...

જીવનમાં જોવાતા તડકા ને છાંયા,
માયા છે જગમાં તમારી .. ... સાંભળજો...

તારા ભરોસે નૈયા અમારી,
ભવસાગર પાર કરજો મુરારી... ...સાંભળજો...

તારી માયામાં ભૂલા પડયા છે,
તુજ પર બલિહારી ... ... સાંભળજો...

[ ૧૮ ]

મનવા જપી લે રામ નામ,

ગર્ભસ્થાનમેં જપ-તપ કિયો (૨)

જીવન હુઆ બેઈમાન મનવા

બાલપનકો ખેલમેં ખોયો (૨)

તન રૂપમેં કામ મનવા

આધે પાન જાય ક્રોધમેં લગે (૨)

નિકલ ગયા જબ પ્રાણ મનવા

આત્મો ગુરુજી સુનાયે (૨)

અબ તુમ ભજલો સીતારામ મનવા

---

લોભ સમાનો જે અવસર રામે—અવસર સાધ ને પ્રભુ આરાધે"

[ ૨૯ ]

( રાગ – ભાભી તમે થોડા થોડા થાઓ વરણાગી . )

તમે થોડા થોડા થાઓ સદ્ભાગી,
હો જાગો ઊઠો નરનારી ...

સાચું છે સુખ શ્યામ તણા નામમાં,
અંતે સધાશે વૈકુંઠ ધામમાં,
તમે જુઓને જાય એ ન જંપી ..હો ..

મીરાં સમજાવે મહિમા રે મોટા,
જીવનમાં પ્રભુ વિના વહેવાર ખોટા,
જેણે રાણાનુ રાજ દીધું ત્યાગી હો ..

આરે કહ્યુ તમે અંતરમાં રાખશો,
સ્હેજે તમે પરમપદ પામશો,
જેથી ભવતણુ દુઃખ જાય ભાગી . હો ..

---

"શોધવુ" એટલે ન જાણેલુ જાણવુ
અને જાણેલું સુધારવુ (જીવન-શોધન)

[ ૨૦ ]

( રાગઃ- રાધા ના બોલે ના બોલે ના બોલે રે......

હરિ બોલો, હરિ બોલો. હરિ બોલો રે ..
એવો અમૂલ્ય હીરલો વીણી લિયો..... હરિ બોલો

શાસ્ત્રિય બગિચામાં અનેક ફૂલો (૨)
ફૂલ સુગંધી દેખી તોડી લિયો .. ... એવો .

અન્ન તણા કોઠાર ભર્યાં છે. (૨)
ખાવા કાજે તમે એક મુઠી લિયો ... ... એવો ..

નદી ઝરણામાં નીર ઘણાં છે (૨)
ખારું મીઠું તમે પૂછી પીઓ ... ... એવો...

હૃદય મંદિરમાં હરિ વસ્યો છે (૨)
સંતોની વાણી હૃદયમાં લિયો . . ... એવો...

---

મોક્ષ એટલે પુનર્જન્મથી છૂટવા માટેનો પુરુષાર્થ (જીવન-શોધન)

[ ૨૧ ]

( રાગઃ- દેખ તેરે સંસારકી હાલત ક્યા હો ગઇ ભગવાન )

રાખના રમકડાં રમતાં, રમતાં, ભૂલ્યાં સૌ કોઈ ભાન,
રામ એને દેજે શક્તિ જ્ઞાન ... ... રાખના...

ગર્ભમાં ગોવિંદ નામ જપતો,
જન્મતા હરિ તમને ભૂલતો,
તું તારે; તું મારે છો દયાળુ ભગવાન ..... રામ એને...

યુવાનીમાં સ્હેલ કરતો,
ઘડપણમાં નામ જપતો,
ધોવા લાગ્યો પાપો એના, કરતો તીર્થદાન .. રામ એને...

પથ્થર સમજી અળગો રહેતો,
માયા દેખી મનડું લલચાવતો,
ના, સમજતો જીવન થોડું, કરતો એ અભિમાન...રામ એને.

સંતો, ભક્તોથી અળગો રહેતો,
સાચું ખોટું કાંઈ ના સમજતો,
ભક્તોની એ નિંદા કરતો, એ છે એનું જ્ઞાન...રામ એને

---

" મધ સાથે મૂળા ખાવા નહીં, કેળાં સાથે છાશ પીવી નહીં "

[ ૨૨ ]

(રાગ - ઘર આયા મેરા પરદેશી, પ્યાસ બુઝી મેરી અખીયનકી)

આવો પ્રભુ મેરી કુટિયનમેં, આશ લગી મેરે મનમે.

ગાઉં દેખું પ્રભુ મે તેરી,
મેરે હો ગોપાલ ગિરિધારી,
આ કે સમાઓ મેરી અખિયન મે — આશ.

ભાવસે મેવા ખિલાઉં તુજકો,
દૂધ દહીં માખન લ લો.
પૂજા કરું મેરી કુટિયન મે — આશ..

પાપ પ્રભુ મેરે માફ કરો
ભવ સાગર પાર ઉતારો,
રખો મુજને મન મંદિર મે — આશ.

દીનબંધુ અબ આ જાઓ.
આકર દર્શન દિખાઓ।
રખો પ્રભુ તેરે ચરનમ — આશ..

---

આવેશ પંચ - (૧)ક્રોધ (૨) ભ (૩ કામ (૪)મોહ (૫,અભિમાન

[ ૨૩ ]

(રાગ- તેરે દ્વાર ખડા એક જોગી)

ભક્તો આવ્યા હરિ તમારા,
રાખો એની લાજ હો, નંદ ગોપાલા ... ભક્તો...

મીરાં ઝહેર અમૃત કીધાં, અમર રાજ પ્રભુને આપ્યાં,
નરસિંહ હુંડી સ્વીકાર્યા,
શબરીના જૂઠા બોર ખાધાં, તેની પ્રીતે રાજી થયાં,
એવા છો નંદલાલા, એવા છો નંદલાલા ... ભક્તો...

તાતી જ્વાળા શીતળ કીધા, નરસિંહ રૂપ તમે લીધાં,
પ્રહ્લાદને ઊગાર્યાં,
દ્રૌપદીના ચીર પૂર્યાં, પાપીઓના નાશ કર્યા,
એવા છો નંદલાલા, એવા છો નંદલાલા ... ભક્તો...

ભક્તોને વહારે આવ્યાં, રૂપ અનેક ધર્યાં,
અમૂલ્ય હીરલો ગણાયા,
તારે નામે પાવન થયા, ભક્તોનાં મનડાં હસાવ્યાં,
એવા છો નંદલાલા, એવા છો નંદલાલા ... ભક્તો...

"પાણીમાં મધનું ટીપું નાખો-ઓગળી જાય તો મિશ્રણ અને નીચે બેસે તો શુદ્ધ સમજવું"

[ ૨૪ ]

( રાગ– મારી વેણીમાં ચાર ચાર ફૂલ... )

તારી પૂજામાં ચાર ચાર ભૂલ,
સંસારમાં રહેતો તેથી મશગૂલ...

પહેલી તે ભૂલ તારી મદ ભરેલ આંખડી,
જોવામાં કરતી એ ભૂલ,
પ્રભુ મંદિરીયાં જોતાં ફરાળતી,
કાયા કામણમાં છે મશગૂલ......સંસારમાં...

બીજી તે ભૂલ તારા પોતાના હાથની,
કરતા એ જ્યારે – ત્યારે ભૂલ,
ધર્મ તણાં કામમાં પાછળ ચાલતાં
અનીતિમાં રહેતા મશગૂલ......સંસારમાં...

ત્રીજી તે ભૂલ તારી જીભલડી બોલકી,
કરતી એ હરઘડી ભૂલ,
હરિનું નામ એને ગમતું નથીને,
નિંદા કરવામાં મશગૂલ.....સંસારમાં...

ચોથી તે ભૂલ તારી કોર હૈયાની,
કરતું એ ભક્તિમાં ભૂલ,
હરિ ભક્તિથી અળગું રહીને,
માયામાં રહેતુ મશગૂલ.....સંસારમાં...

---

' શ્રીમનો ગામઠો હીરાસણીથી સળગાવો,
વામ આવે તો ઠીક, નહીંતર નકલી. "

[ ૨૫ ]

( રાગ —અબ તેરે સિવા કૌન મેરા કૃષ્ણ કન્હૈયા .. )

ગોપાલ હરિ રાખેર હવે લાજ હમારી,
શરણે તમારી આવ્યો, આ દીન ભિખારી ....ગોપાલ...

ભક્તો તણા સહાયક ભગવાન આપસો,
આધાર નિરાધારના ઘનશ્યામ આપશો,
તુજ વિના કોઈ ના કુંજવિહારી .. ... શરણે ..

પૂર્યાં ચીર દ્રૌપદીની લાજ તમે રાખવા,
હુંડી ચુકાવી નરસિંહની ટેક તમે રાખવા,
કીધાં મીરાના ઝેરનાં અમૃત ગિરિધારી ... શરણે ..

દુનિયાના છલ કપટથી પ્રભુજી ઉગારજો,
મોહ માયાથી હવે પાર ઉતારજો;
એક તમારો આશરો કૃષ્ણ મુરારી . .. શરણે .

ભુજનાથ કરજો એ પ્રાર્થના પૂરી,
તમારા દર્શનની આશ અધૂરી,
કરે ભક્ત વિનતિ આંસુડા વહાવી . ... શરણે ..

---

" ઘી સાકર ને એલચી – વરિયાળી ને દ્રાક્ષ
જો ગાયનનો ખપ પડે – તો પાસે વસ્તુ ખાઓ"

[ ૨૬ ]

( રાગ – તેરે દ્વાર ખડા ભગવાન ભગત ભર દે રે ઝોલી . )

હો, ચક્રસુદર્શનધારી, દર્શન દીયો ગિરિધારી.
દર્શન દીયો ગિરિધારી.
તમે ભક્તોના રખેવાળ, સંકટમાં છો રે આધાર દર્શન ..

પૂજા મારી છે અધૂરી, દીયો શક્તિ ગિરિધારી,
પૂરણ કરો મનની આશ, ઊભા છે તારા મંદિર પાસ. .
દર્શન .

ભવસાગર છે તોફાની, ડોલી રહ્યું જીવન અજ્ઞાની,
નીચ ધરતી ઉપર આકાશ, ભક્તનુ સાચા રે સંગાથ
દર્શન .

અમે સમજુ છે અજ્ઞાની, તારી લીલા અમે નહિ જાણી.
દીન દુઃખિયાના ભગવાન, થાજે ભક્તોના મહેમાન
દર્શન ..

---

" પ્રાત કાળ પાણી પીએ – રાત કો દૂધ પીએ
મધ્યાહ્ન કો ભોજન કરે – સો ઘર વૈદ્ય ન જાય "

[ ૨૭ ]

( રાગ – આજ મેરા હુઆ વૈરાગી .. )

હો, દ્વારકાના વાસી રે હો આવો ગોવર્ધન ગિરિધારી ..
પ્રભુજી તારો ચોકસા નિહાળુ તારે પથરે,
અમપર મહેર કરો દીનાનાથ રે ... આવો .

હે, નરસિંહ રૂપ તમે હિરણ્યકશ્યપ માર્યો,
પ્રહ્લાદ લીધો ઉગારી.
મીરાં વિષ અમૃત કીના, વિદુરની આરોગ્યા ભાજી,
તમે વિદુરની આરોગ્યા ભાજી રે આવો .

હે, લાત કળા તમે શીતળ કીધી, સુધન્વાની કરી રખેવાળી,
જૂઠા બોર શબરીના ખાધા, તેની પ્રીતે થયા રાજી.
તમે તેની પ્રીતે થયા રાજી રે .. આવો

હે, દુષ્ટ સભામાં ચીર પૂર્યા, દ્રૌપદીની કરી રખેવાળી,
ભક્તને કાજે શ્રી હરિ તમે ગરુડ પર થયા સ્વારી,
તમે ગરુડ પર થયા સ્વારી રે .. આવો ..

---

" કુવાડિયાના બીજને છાશમાં વાટીને
લગાડવાથી સફેદ કોઢના ડાઘ મટે છે "

## [ ૨૯ ]

( રાગ – છુમ છુમ બાજે પાયલ મોરી. )

રામ ભજીલે ચિત્ત જોડી જોડી, ચિત્ત જોડી જોડી.
હાથ જોડી, જોડી . .. રામ ભજીલે ..

તમે દાન ધર્મ ના કીધુ, એકઠી કરવા મૌ મૂડી
મોટા મહેલ બનાવ્યા. પાઇ પૈસા તમે જોડી
હો, પાસે ના રહી (૨) એક કોડી કોડી
હાથ .....રામ......

સ્વાર્થની દુનિયામાં, કોઇ નથી તમારું
શાને કાજે કહે છે, આ જગમાં મારું મારુ
હો, જિંદગી છે (૨) તમારી થોડી થોડી
હાથ..... રામ .. .

રામ સીતાના સ્વામી. એ છે અંતરયામી
જેના ચરણની રજથી અહલ્યા વૈકુંઠ પામી
હો, દાસ ભકતો કહે (૨) કર જોડી જોડી
હાથ .... ગમ. ....

---

" કચ્છનુ ક્ષેત્રફલ ૮૪૬૧ માઇલ છે, વસ્તી ૫૬૮,૦૦૦ છે. "
( તા. ૨૪-૬-૫૩ ની નોધ )

[ ૩૭ ]

( રાગઃ- એક દિલકે ટુકડે હજાર હુએ. )

એક સર્જનહારના નામ ઘણાં
કોઈ રામ કહે, કોઈ શ્યામ કહે,
આ જગના પાલનહાર તમે... કોઈ રામ કહે.. ...

દુઃખમાં સંભારે નરનારી, સુખમાં ભૂલાવે સંસારી
સુખ દુઃખના દેનાર તમે.... કોઈ રામ કહે.. ...

જીવન નૌકાના સંગાથી, એ મોરમુગટ મુરલીધારી
નૈયાના તારણહાર તમે ....કોઈ રામ કહે.. ...

સાંભળજો ફરિયાદ ગિરિધારી, દર્શન દીયો કૃષ્ણ મુરારી
ભક્તોના છો ગોવાળ હરે ..કોઈ રામ કહે . ...

---

" સતી પ્રથા, ગવર્નર જનરલ લૉર્ડ વિલિયમ બેન્ટીકે
તા ૪-૧૨-૧૮૨૯ થી બંધ કરાવેલ "

[ ૩૧ ]

( રાગ – સુનો, સુનો, યહ દુનિયા વાલે )

નાનજીબાપા ભક્ત હરિના, જમશેદપુરના રહેવાસી
વેપાર કરવા આવ્યા. બની ગયા એ પરદેશી

મોટા મોટા વેપારી આવ્યા, સૌ મળી બાપા કને
પૂછવા લાગ્યા વેપારીઓ. શું કરશો વેપાર તમે

વેપારનો ધંધો પડતો મૂકી, બન્યા ઠેકેદાર તમે
નાનું સરખું કુટુંબ લઈને ગાળ્યું સુખી જીવન તમે

ઠામે ઠામે દુકાન જોઉં, મન મના હરખાય
જ્યાં જોઉં ત્યાં નામ તમારૂં, નગનારી ગુણગાતાં જાય.

ઘર આંગણે મંદિર બનાવી ધૂન રચી જય કૃષ્ણ હરે
હરે રામ, હરે રામ, હરે કૃષ્ણ કૃષ્ણ હરે

ભૂખ્યાને ભોજન આપ્યું, તરસ્યાને દીધું પાણી
કહે ભક્ત હરિ પ્રતાપે, દ્યો બાપા આત્મા શાંતિ.

---

"મોટાની સાથે સહનશીલતા, નાનાની સાથે દયા
બરાબરીયા સાથે મિત્રતા, અને સમસ્ત જીવો સાથે સમતા પાળો"

[ ૩૨ ]

( રાગ– રામ છે રખેવાળા સૌના રામ છે રખેવાળા )

રાખો લાજ હમારી. પ્રભુજી રાખો લાજ હમારી રે
અરજ કરે તારો બાળ
શબરીના તમે બોર આરોગ્યાં, નથ જોઇ જાત કે ભાત
સેના માટે સન્મુખ થઇને,
નાઈ કહેવાયા નાથ રે.... .. રાખો લાજ...

પ્રહ્લાદની તમે પ્રતિજ્ઞા પાળી, સ્થંભમાં પૂર્યો વાસ
તાતી કથા તમે શીતળ કીધી
ભક્ત સુધન્વાને કાજ રે......રાખો લાજ...

ઝેર હતાં તેના અમૃત કીધાં. આપ્યાં મીરાંને હાથ
નરસિંહ મહેતાના માંડલિક આવ્યા
કેદારો લાવ્યા મધરાતરે . . રાખો લાજ...

પાંચાળીના ચીર પૂર્યાં. રાખી સભામાં લાજ
સાગરમાં રાખ્યો ડુબતો રે
નામ કહેતા ગજરાજ રે..... રાખો લાજ...

ભક્તોના તમે સંકટ ટાળ્યા, ત્યારે આવ્યો વિચાર
તુલસીદાસના સ્વામી કહું છું,
પૂરો મનની આશ રે ..... રાખો લાજ...

---

" આજની સાધના એ છે કે, મનમા રામ,
મુખમા નામ અને હાથમા સેવાનું કામ. "

[ ૩૩ ]

( રાગ :— રાસ )

રામ નામ જપ નવ કીધો રે મનવા
          પ્રેમ સુધારસ નવ પીધો

નવમાસ તું ગર્ભમાં રહીને
    ભજન કરવાનું કબૂલ કરીને
        અવતાર અવનીમાં લીધો રે મનવા ...પ્રેમ..

બાળપણમાં હસતો ને રમતો
    જુવાનીમાં સહેલાઈ કરતો
        પ્રભુથી જરા નવ ડરતો રે મનવા ...પ્રેમ...

ઘડપણમાં તારુ મોત આવ્યું
    ત્યારે પાપી તારું કાંઇ નવ ચાલ્યું
        આગળ વિચારના કીધો રે મનવા ...પ્રેમ...

દાસ સંતોની સમજ ધરીને
    ભાવે હરિનું ભજન કરીને
        રસ્તો બનાવ્યો સીધો રે મનવા ...પ્રેમ...

---

" બોલવું હોય તો મીઠા વચન બોલો "

[ ૩૪ ]

( રાગ :—ઊંચી ઊંચી દુનિયાકી દીવારે સૈયા તારકે )

લાજ શરમને ત્યાગી, હરિ આવ્યો રે શરણે તમારી
હું તો આવ્યો રે શરણે તમારી......હરિ...

દુઃખી જોયા સુખી જોયા. માનવતાનાં રંગ જોયા
મતલબી દુનિયા સારી જૂઠી છે એ ઠગારી
મેં તો નજરે ભાળી રે
...આવ્યો હું શરણ તમારી હરિ...

ધર્મ ભૂલ્યા પાપે ભર્યા, ભક્તોને ભૂંડા કહ્યાં
મંદિર જાય નરનારી, મન એ મેલા રાખી
જોયા એવા પૂજારી રે
...આવ્યો હું શરણ તમારી હરિ...

[ ૩૫ ]

( રાગ – દેખો આયા હૈ કૈસા જમાના )

રામાયણ ગીતાની વાત મીઠી છે
સમજો જગ કે નરનારી

રામાયણ કથા છે મહેલી
ભાવથી વાંચો તમે વિચારી
સતી સીતા જેમાં હતી નારી
મરાયો રાવણ પાપી રે.... સમજો.. .

ગીતા, અર્જુનને સમજાવી
શ્રી હરિએ હાથે બનાવી
માત પિતા ના કોઈ ભ્રાત ભગિની
વિશ્વરૂપમાં બતાવી રે. સમજો ......

ધર્મ પુણ્ય તમારા સાથી
માયા મોહને દો ત્યાગી
પ્રગટાવો જીવનમાં જ્યોતિ
ભક્તોએ વાતો સમજાવી રે......સમજો......

---

" જોવું હોય તો પોતાને જુઓ. "

[ ૩૬ ]

( રાગ – મને મોરલી બજતી, ઘનશ્યામ રે )

મે તો કીધી છે, ઠાકોર થાળી રે
જમવા આવો ગિરિધારી . . . મે તો ...

દૂધપાક પૂરી બનાવ્યા
મહીં બદામ દ્રાક્ષ નખાવ્યાં
તમે પ્રીતે લ્યો વનમાળી રે, જમવા આવો

ગંગા જમુના નીર મંગાવ્યાં
મહીં તુલસી પાન નખાવ્યાં
તમે પ્રિતે પીઓ વનમાળી રે જમવા આવો

મે તો કેળાની કાતરી કીધી
મહીં શ્રીફળ નારંગી દીધી
તમે હાથ બઢાવો વનમાળી રે જમવા આવો ..

પ્રભુ અરજ સુણો અવિનાશી
ભક્તોનાં મન કરો રાજી
વહેલા પધારો ગિરિધારી રે જમવા આવો

## [ ૩૭ ]

( રાગ – ભજન વિના બાવરે ... )

ભજન વિના બાવરે, જાય તેરી જિંદગાની
જાય તેરી જિંદગાની

તરુવર દેખી લીધો વિસામો, આત્મા થયો રાજી રાજી
પંખી તો એ ઉડવા લાગ્યું
પંખી એ પરદેશી, પંખી એ પરદેશી....ભજન...

જુવાની જાતાં જાણ્યું નહીં રે, ઘડપણ આવ્યું છાનું છાનું
કાળામાંથી ધોળા આવ્યાં
આવી મોત નિશાની, આવી મોત નિશાની . ભજન ..

સઘળું કુટુંબ તારું રોતુ રહેશે, સાથના તુજને કાંઈ દેશે
મરશે તુજને વાસ રજાઈ
માયા મોહને ત્યાગી, માયા મોહને ત્યાગી . ભજન ..

કહે ભકત સમજ મન મૂરખ, સમજો જગ કે હો નરનારી
જીવનમાં એ જીવનું થોડું
ચેતો તમે અજ્ઞાની, ચેતો તમે અજ્ઞાની...ભજન ..

---

" મનના વિચારો સાથે સગજતો મેળ ખાય નહીં તો
ઇચ્છા હોવા છતાં અમલ થાય નહીં. "

[ ૩૯ ]

તમે છો દયાળુ ભગવાન, દયાળુ ભગવાન
ભવસાગર પાર ઉતારજો.
હું છુ એક અપરાધી, તમે છો એક ન્યાયી
દયાળુ દ્રષ્ટિથી નિહાળજો . ભવસાગર

તમે અંધોને આંખો દીધી. રાહ ભૂલ્યા પર નજરો કીધી
ઝગમગ જ્યોતિ પ્રગટાવજો .. ભવસાગર

મતલબી આ દુનિયા સારી, મતલબથી થાય સગાઇ
સાથ આવેના કાંઈ તારજો ...ભવસાગર

ભક્તિ શક્તિ દો તમારી, ભૂલો પડયો છુ જગમાં આવી
ધ્રસકતું હૈયુ સાચવજો . ભવસાગર

પાગલ છે આ જિંદગાની, બુઢાપે બોધ દેતી
આ બાલુડાને સંભાળજો .. ભવસાગર

---

[૪૭]

(રાગ– રાખના રમકડાં મારા રામે રમતા રાખ્યા રે)

સુનો ફરિયાદ હમારી, ગોવર્ધન ગિરિધારી રે
રાહ ચલત હમ હારે જગમેં, આયો શરણ તુમ્હારી રે

ખેંચત ચીર દુઃશાસન હારે, દ્રૌપદી લાજ બચાવે રે
દ્રૌપદી લાજ બચાવે રે
મીરાં ઝેર અમૃત કીયો, હાથ બઢાયો વનમાળી રે
સુનો ફરિયાદ......

ભક્તકી તું ને લાજ બચાવી, સુનો પુકાર હમારી રે
સુનો પુકાર હમારી રે
આયો મેં તો શરણ તુમ્હારી, રખીયો લાજ હમારી રે
સુનો ફરિયાદ......

---

" [illegible] તમે કહેશો [illegible] છો......
તેનું દરદ નહિ. "

[ ૪૧ ]

( રાગઃ- મેરી મેં તો પ્રેમ દિવાની, મેરા દર્દ ન જાને કોઈ )

ગાવું મેં તો ગોવિંદ નામ હરે
દુર્યોધન કે મેવા ત્યાગે, શાક વિદુર ઘર ખાયે
સારથી હોકર અર્જુન લાયે, કીએ ઉનકે સહારે
ગાવું મેં તો......

નૈયા મોરી બીચ ભઁવરમેં, તુમ્હી પાર લગાયે
આશા મેરી એક પ્રભુજી, તુમ્હી આ કે બચાયે
ગાવું મેં તો......

મન મેં છાયા ઘોર અંધેરા, દીપક કૌન જલાયે
જબ જબ ભીડ પડી ભકતનકો, તુમ્હી પાર લગાયે
ગાવું મેં તો......

[ ૪૩ ]

( રાગ:- રામૈયા બના મૈના, રામૈયા બતા મૈયા )

લીલા પ્રભુની ન્યારી (૨) મેં તો નજરે ભાળી (૨)
લીલા પ્રભુની -

માનવ ચાલે કઢંગો
બુદ્ધિહીન અપંગો
ચાલ ચાલે બધી એ તો વાંકી .. (૨) મે તો ...

થાતું આપસમાં વેર
કરતાં પાપીઓ લ્હેર
આ દુનિયા બની છે દિવાની (૨) મે તો

ઘોર અંધારું દીઠું
હરિ ક્યાં છે એમ કહેતું
અજ્ઞાનીએ બુદ્ધિ વધારી (૨) મે તો

રહેજો પાપીથી દૂર
કરશો કૃષ્ણથી હજુર
વાતો લેશો તમે આ જોય વિચારી . .. મે તો...

---

" ઝાઝા મોઢાની વાત જરૂર બગડે છે "

[ ૪૪ ]

( રાગ– મન ડોલે, મેરા તન ડોલે )

નારાયણનું નામજ લેતાં, વારે તેને તજીએ રે,
મનસા વાચા કર્મણા કરીને લક્ષ્મીવરને ભજીએ રે. ધ્રુવ

કુળને તજીએ, કુટુંબને તજીએ, તજીએ માને બાપ રે
ભગિની સુત દારાને તજીએ, જેમ તજે કંચુકી સાપ રે (૧)

પ્રથમ પિતા પ્રહ્લાદે તજીયો, નવ તજીયું હરિનું નામ રે
ભરત શત્રુઘ્ને તજી જનેતા, નવ તજીયા શ્રી રામ રે (૨)

ઋષિ પત્નીએ શ્રીહરિ કાજે, તજીયા નીજ ભરથાર રે
તેમાં તેનું કંઇએ ન ગયું પામી પદારથ ચાર રે (૩)

વ્રજ વનિતા વિઠ્ઠલને કાજે સર્વ તજીને ચાલી રે
ભણે નરસૈંયો વૃંદાવનમાં મોહન સાથે મહાલી રે (૪)

[ ૪૫ ]

( રાગઃ- જાદુગર સૈયા છોડો મેરે બૈયા હો ગઇ આધી રાત... )

મોરલીધારી, કૃષ્ણમુરારી, આવો રે ઘનશ્યામ
ભક્તોના ગિરિધારી

જમના કિનારે, બંસી બજાવે, ગોપી દોડી દોડી જાયે
વૃંદાવનમેં રાસ રચાવે, ગોપીઓને નાચ નચાવે
બજાવે મોરલી વનમાળી...ભક્તોના.

હાથ લાકડીયે, ખંભે કામળીયે, ધેનુ ચારવા જાયે
દહીં માખણ ગોપીઓના, ચોરી ચોરી ખાયે
બન્યા ગોવાળના સાથી...ભક્તોના.

ભક્તોનાં મનમાં વસ્યા છે, સાચા ભક્તોના ગિરિધારી
લાજ શરમ મનથી કાઢી, આવ્યાં શરણે તમારી
લેશો સૌને સંભાળી...ભક્તોના.

[ ૪૬ ]

( રાગ – કાયાકા પિંજરા ડોલે રે...... )

કોઈ આજ જશે કોઈ કાલ રે, આ તો પંખીડાનો મેળો
પંખીડાનો મેળો રે, યુગ દર્શનનો મેળો
મારે ભજીલે દીનદયાળ રે...આ તો

મારુ મારુ જેને માની રહ્યો છે
સાથ તમારી કોઇ ના રહ્યો છે
જેવા આવ્યાં તેવા જાય રે............આ તો પંખીડાનો

માયાનો આ ખેલ છે ખોટા
કાચા પાણીના છે પરપોટા
ક્યારે જશે ના કહેવાય રે............આ તો પંખીડાનો

સાથ ના આવ્યું ના કોઈ આવે
મારું તમારુ કહી સમજાવે
જેમ વાદળીયા વિખરાય રે............આ તો પંખીડાનો

મોંઘો મનુષ્ય જન્મ અમોલ
મારે હરિભજનમાં ડોલ
શંકર અમૃત વાણી ગાય રે............આ તો પંખીડાનો

---

" માતા નીકળ્યા પછી પંદર દિવસ બાદ દૂધની તરમા હળદર ગોળની લગાડવાથી ડાઘ બિલકુલ મટી જશે.

[ ૪૭ ]

( કેરવા )

મૂરખ કેમ નહિ તું સમજે
હે.........આશાના અજવાળા પાછળ (૨)
નાહક કેમ ભટકે......મૂરખ કેમ...

તુજ કાજે સરજાયું, આ કંચન નીરનું પ્યાલું
હાથોહાથ છે પીવાનું
પણ એજ નીર ગુમાવ્યું, મૂરખ કેમ...

શીતલ છાંયે નીંદર લેવા, ભટકતા અજ્ઞાની
ભલાઈ બુરાઈ કાંઇ ના સમજે
તુજ કર્મ રાત અંધારી...મૂરખ કેમ...

સારૂં એટલું મારું કરવા, મન થયું રે કસાઈ
સારું સરજ્યું ભલાઈ માટે
એ છે ઈશ દુહાઈ... મૂરખ કેમ...

---

" પંદરસો ચોપન વિષે – કાલીન્દરી કે તીર
શ્રાવણ શુકલા સપ્તમી – તુલસી ધર્યો શરીર"

[ ૪૮ ]

( રાગ - મારી વેણીમાં ચાર ચાર ફુલ )

મન મંદિરમાં છે ભગવાન
ભૂલાયના સાનુ હરિનુ નામ
મોહમાયાની જૂઠી ઝંઝટમાં
ફસ્યા શું માનવ અભિમાન
પંખી માળીના છે એ પંખીડા
પંખી ઊડશે પિંજર સુમસામ ભૂલાયના સાનુ

પાપ પુણ્યમાં મસ્ત છે નરનારી
નહીં કરો ભક્તિને દાન
હરિ મંદિરમાં વાગે શરણાઈ
વાગે ભક્તિમાં એ મસ્તાન ભૂલાયના સાનુ .

સતનાળી ( દરમાં રે વૈતા
શરમાવો ના મૂરખ અજાણ
શ્રી હરિનુ દર્શન કરતા
નેણો ભક્તોના માથા ભગવાન ભૂલાયના સાનુ

---

સંવત બેહસો અસી – અસી ગ ગ ૬ તીર
શ્રાવણ સુદ ત્રીજ શનિ–તુલસી તજયો શરીર

[ ૪૯ ]

( રાગ—નૈનો સે નૈનો હુવે ચાર )

સુના મંદિર છે આજ
　　દર્શન કરો ભક્તરાજ ;

ભક્ત એવા વહાલા પ્રભુને, સાચી ભક્તિ હોય છે જેને
　　મન મેવા દૂર કરો આજ. દર્શન કરો.

મતલબથી ના ભક્તિ કરશો, સાચા હૃદયથી હરિને ભજશો
　　હરિ જુએ છે દિનરાત . દર્શન કરો

દાન ધર્મમાં કમતું ભરજો, પાપ કર્મ ના મનમાં લેશો
　　દિનસ ચાગના મહારાજ દર્શન કરો.

પૂનમ ચાંદનું તેજ પ્રગટે, દિન્સાફ સાચો હરિને હાથે
　　જુઓ ભક્તોનાં જીવન પ્રકાશ .. દર્શન કરો.

---

"કામી તો બહુ સે તર્યો—ક્રોધી તર્યા અનન્ત,
લોભી કસુવે ના તર્યો—કહે કબીર નિશક"

[ ૫૭ ]

*  *  *  *  *

ઉજળુ એટલું દૂધ નથી,
ભાઈ ! ઉજળું એટલુ દૂધ નથી.
શ્વેત નભમાં ફરતાં સૌએ
મન્જન કેના સુત નથી.
ભગવાં વસ્ત્રો અંગ ધરે
સૌ સન્યાસી અવધૂત નથી.. ઉજળું એટલું.

કાળા એટલાં કૃષ્ણ નથી
ને ગોરી એટલી રાધા નથી.
સુંદર મુખડાં હૃદય મેલાં
કહેવત એ કંઈ તૂત નથી . ઉજળું એટલું.

ઉજળાં છો ને બગલા તો યે
રાજ હંસના પૂત નથી
ભાલે તીલક ધાની બેઠા
એ સૌ હરિના ભક્ત નથી ઉજળુ એટલું.

પાપ પૂણ્ય એ ના સમજે
એ જ્ઞાની જે પંડિત નથી
જૂઠ કપટ માયાવી મનમાં
હરિનું કાંઈ ત્યાં સ્થાન નથી.. ઉજળું એટલું.

---

સૌના પર પ્રેમ રાખો, ખાસ કરીને ગરીબો, અપંગ તથા અજ્ઞાની પર
(શ્રી ઠક્કરબાપા તા. ૫-૮-૧૯૪૧)

[૫૧]

(રાગ :—છોડ બાબુલ કા ઘર મોહે પ્રિય કે નગર.. )

તારી મોરલીના સૂર, મ્હને લાગે મધુર
રાજા રણછોડજી હો રાજા રણછોડજી
ભક્ત પ્રહ્લાદને ઉગાર્યો હરિ - હો ઉગાર્યો હરિ
લોહ સ્થંભમાં તમે પ્રગટયા હરિ હો પ્રગટયા હરિ
હિરણ્યકશ્યપને મારી, ભૂમિ ભાર ઉતારી રાજા રણછોડજી

મીરાંબાઇના ઝેર પીધા હરિ—ઝેર પીધાં હરિ
ઝેર હતાં તેનાં અમૃત કીધાં હરિ—અમૃત કીધાં હરિ
રાણાનો ગર્વ ઉતારી, મીરા જોગણ બનાવી . રાજા રણછોડજી

એઠાં બોર શબરીના આરોગ્યા હરિ—આરોગ્યાં હરિ
દુર્યોધનના મેવા ત્યાગી હરિ—મેવા ત્યાગી હરિ
વિદુર ખાધી ભાજી, તેના પ્રતિ થયાં રાજી, રાજા રણછોડજી

દ્રૌપદીની લાજ રાખી હરિ—લાજ રાખી હરિ
દ્રુપ સભામાં ચીર પૂર્યાં હરિ—ચીર પૂર્યાં હરિ
ભક્ત કીધી રખેવાળ એવા છો ગિરિધારી—રાજા રણછોડજી

---

"મહેલોમા ઘણા દીવા અને ઝૂંપડીમા એક દીવો જલે છે-કદાચ એટલા માટે કે મહેલોમા અંધકાર ઝાઝો છે અને ઝૂંપડીમા થોડો"

[ ૫૨ ]

* * * * *

હરિ મ્હારા આવો રે
પ્રભુ મ્હારા આવો રે
ખુલ્યા મનમંદિરના દ્વાર રે .. (૨)

હે પંચતત્વના ફૂલડા બગીચા
હો તમે ફૂલડાના એક હાર રે . ખુલ્યા મનમંદિરના

હે...માયા છે તહારી મ્હને ભક્તિના રંગ રંગે
આ જગમાં બધુએ બેકાર રે ..ખુલ્યા મનમંદિરના

હે વ્હાલું છે નામ તહારું, તારા પગલે હું ચાલું
આ બાળક તારો નિરાધાર રે—ખુલ્યા મનમંદિરના

હે—માયાથી જગ માગે, પ્રભુ ઝાલો હાથ મ્હારો
આ કડવો ઝહેરી સંસાર રે . ખુલ્યા મનમંદિરના

---

"મન, મોતી ઔર દૂધ—યે તીનો એક સ્વભાવ
ફાટે પીછે ના મિલે—કોટિ જતન બતાવ."

[ ૫૩ ]

* * * * *

નાચું મસ્ત બની આજે
કહાન કુંવરને જોઉં રે
હું તો કરતાલ લઈને
વિઠ્ઠલ વિઠ્ઠલ બોલું રે...નાચું

જમના તીરે છે કાના
મોરલી વગાડો કહાના
મોરલી મધુર મધુર સૂણું—વિઠ્ઠલ વિઠ્ઠલ...નાચું

તમે ગોવર્ધન કહેવાયા
ગોપીના દહીં માખણ ચોરાવ્યાં
તારો સાથીડો થઈ આવું...વિઠ્ઠલ વિઠ્ઠલ નાચું

તમે રાસ રમાડો કહાના
નાચો ગોપીઓના સંગમાં
જોઈ મન મ્હારું હસાવું...વિઠ્ઠલ વિઠ્ઠલ નાચું

તમે જગના પાલન કીધા
દુઃખીયાના દુઃખ હરિ લીધા
તારા મંગળ ગીત ગાઉં...વિઠ્ઠલ વિઠ્ઠલ નાચું

---

"તુલસી યહ સંસારમેં પંચ રત્ન હૈં સાર,
સંત સમાગમ, હરિકથા, દયા, દાન, ઉપકાર."

[ ૫૪ ]

❀ ❀ ❀

ભૂલ્યા શું જોઈ ભગવાન રે
હો ...પ્રાણી સત્ય છે એક હરિ નામ રે

જીવનમાં ઝાઝી જંજાળ
નાખી બેઠા છો માયાજાળ,
થાશે જીવનમાં બેકાર કે. ....હો પ્રાણી........

તનનું મોંઘેરું આ છે મકાન,
ભાડે આપે છે એ ભગવાન.
રાખ્યાં મોંઘેરાં એના દામ રે........હો પ્રાણી.. ......

અતિથિ પંથ તજને વ્હાલા
મૂકી દો એ ખોટા ચાળા
માથે વસે જગ રખેવાળ રે........હો પ્રાણી........

---

શરીર પરના સફેદ ડાઘ માટે બાવચીના બીજ વાટીને લગાડવા.

[ ૫૫ ]

( રાગ :—જરા સામને તો આવો )

મને એક સહારો તમારો,
હો કૃષ્ણ કનૈયા આવો;
મોરલી તો મધુર સુનાવો,
મને દર્શન તો દિખાવો.

દર્શન વિના એ નૈના તરસે
સુંદર મનોહર મૂર્તિ સામે
પાયલનો ઝંકાર સુણાવો.
ગોપીઓને નાથ નચાવો...મોરલી તો મધુર

ભારતભૂમિનાં ભવ્ય મંદિરીએ
હરે કૃષ્ણ સૌ ધૂન જગાવે
જીવન જ્યોતિ જગાવો
હો કૃષ્ણ મુરારી પધારો........મોરલી તો મધુર

હરિ ૐ કહી ભક્ત પુકારે
ઘો દર્શન આવી મંદિર હમારે
મારી વિનતિ એ સ્વીકારો
ભવપાર તમે ઉતારો ..મોરલી તો મધુર

[ ૫૬ ]

( રાગ —મન માનકે ઘર જાયે ગૌરી )

જૂઠી છે જગકી રીત, હરિ સંગ જોડ પ્રીત
સંભાળજો એ વાતો હમારી ..વાતો હમારી

માયા જૂઠી, કાયા જૂઠી, મૂરખ લલચાયા મોહ એ દેખી
મૂરખ લલચાયા મોહ એ દેખી—જૂઠી

માતપિતા ને ભ્રાત ભગિની, સ્વાર્થના છે એ તો સંગી
સ્વાર્થના છે એ તો સંગી—જૂઠી.

કંચન ભવન સુંદર નારી, આવે ના એ સાથ તમારી
આવે ના એ સાથ તમારી—જૂઠી.

અંત સમય જાશો માયા મૂકી, જોયુ ના અંધકાર આંખોથી
જોયુ ના અંધકાર આંખોથી—જૂઠી.

સંત સન્તોની વાતો ન્યારી, હૃદયે ધરજો હે અજ્ઞાની
હૃદયે ધરજો હે અજ્ઞાની—જૂઠી.

---

"હમણાં કરું છુ" એ કામ નહીં પણ કહ્યુ તે કામ

[ ૫૭ ]

✲ ✲ ✲ ✲ ✲

પ્રભુજી તેરે બાલક હી સમજો
મેરે જીવન સાથ રહો......પ્રભુજી.

સત્ય ધર્મકા પથ દીખાવો
જૂઠ કપટ દૂર કરો .....પ્રભુજી.

અંધકાર મનકા દૂર હટાવો
જીવન જ્યોત જગાવો......પ્રભુજી.

તુંમ્હી પતીત પાવન હો
જીવન નૈયા પાર કરો......પ્રભુજી.

મનમંદિરમેં ગોપાલ મેરે આવો
મુઝે દર્શન દીખાવો......પ્રભુજી.

[ ૫૮ ]

(રાગઃ—ઘૂંઘટ કા પટ ખોલ)

ક્યોં રૂઠ ગયે હમસે.
હો જગ રખેવાલ
શો ગેહર યહ દિલ પુકારે,
જીને હમ તેરે સહારે
તુન્હી હમેં બચાલે...હો જગ રખેવાલ.

દિલ ભર ગયા હૈ મેરે.
મુઝે દુનિયામેં ઉઠાલે
એક આસરા હૈ તેરે...હો જગ રખેવાલ.

બન બનકી હૈ ઘોર ઘટાએ,
પંખી ગીત સુનાએં
દર્શન તુમ્હીં દીખા દે ..હો જગ રખેવાલ.

[ ૫૯ ]

* * * * *

દયાળુ મારા દિલમાં રે (૨)
આવી રહેજો અંત સમે

ભજનને ભૂલાવવા રે (૨) દુશ્મન આવી મારે મને
મારું મારું કહી મફતનો અથડાતો અહોનિશ
જગમાં નાયક છો તમે જાણ્યા રે જગદીશ
ચરણમાં મારું મસ્તક રે (૨)
તારી લેજો તારક તમે.. દયાળુ મારા

ચાલી ચાલીને ચાલ્યો રે, પણ પંથનો ના આવ્યો પાર
માથે ભાર ઉપાડી થાકયો, ના જડયો કાંઈ સાર
પ્રભુની રીત જાણી રે (૨)
ખોટ હવે કોણ ખમે...દયાળુ મારા

જેવું જોયું તેવું સમજો, પ્રભુજી મારે નથી તકરાર
અંત સમય ના ભૂલીશ તમને, કરો દયા દીન દયાળ
અરજ મારી સ્વીકારો રે (૨)
ભક્ત આવ્યો રે શરણે . દયાળુ મારા

[ ૬૭ ]

* * * * *

ત્હારું ધન જોબન ધૂળ થાશે
 કંચન જેવી કાયા રે રાખ થાશે
સર્વે મળીને લઈ જાશે
 સમશાને લાકડાં ખડકાશે;
ચાર જણાઓ ભેગા મળીને
 પંચમાં કાગળ લખશે......કંચન કાયા.

એક બીજા વિના ઘડી ના ચાલે
 તેની પ્રિયા રે રડશે
દુઃખ એને ભરના પડશે
 ચકલામાં ચૂડલો ભગાશે ..કંચન કાયા.

દશ દિવસ તારો શોક પળાશે,
 મૂછો ને માથું મુંડાશે
સગાં વહાલાં તારાં ભેગા મળીને
 તેરમાના લાડવા ખાશે ..કંચન કાયા.

કહે ભક્ત પુણ્યદાન કર્યા વિના
 મુક્તિ એને નવ થાશે
અહીંનું હશે તે અહીંજ રહેશે
 પછી પાછળાને દિવાળી થાશે કંચન કાયા.

---

"આંધળો એ નથી જેના આંખ ફૂટી ગઈ છે,
આંધળો તો એ છે, જે પોતાના દોષ ઢાંકે છે."

[ ૬૧ ]

( રાગ :—જબ તુમ ચલે પરદેશ )

તુમ કહાં ગયે ગોપાલ, છોડ કે સાથ
હો કૃષ્ણ કનૈયા, દુનિયામેં કૌન હમારા

દહીં માખણ હમ લાયેંગે
પ્રેમસે તુજકો ખિલાયેંગે
ઔર મનહી મનમેં તુજકો પુકારા...દુનિયામેં

જબ બસંત ઋતુ આયેંગે
બનકે પંખી ગીત સુનાયેંગે
સંગ મિલકર યહી પુકારા......દુનિયામેં

પર્વત નદીમેં તુજકો ઢૂંઢા હૈ
બન બનમેં જાકે પુકારા હૈ
મૈં કહા ઢૂંઢું મેરે કૃષ્ણ કનૈયા...દુનિયામેં

"જે કાર્ય હાથમાં લેવું તેની પાછળ તનમનધનથી લાગી જવું."

[ ૬૨ ]

( રાગ:—રાખના રમકડાં મારા રામે )

ઝભલડી તને હરિ ગુણ ગાતાં
આવડ્યુ આળસ કયાંથી રે,
વાતોમાં છે સૌથી પહેલી,
લજવાતી હરિ નામથી રે...ઝભલડી.

પરનિંદા કરવામાં પૂરી
ખાવા ખટરસ વહેલી રે
લડાઈઓ કરવા સૌથી પહેલી,
કાયર હરિ ગુણ ગાવારે...ઝભલડી.

આગ સળગે ત્યારે કૂવો ખોદાવે,
આગ એ કેમ હોલવાશે રે;
ચોરો તો ધન હરી ગયા રે,
પછી દીપકથી શું થાશે રે...ઝભલડી.

માયા મોહમાં ઊંઘી રહી છે,
જાગી જુઓ તપાસી રે;
અંતકાળ રોવાને બેઠી,
પડી કાળની ગળે ફાંસી રે...ઝભલડી.

હરિગુણ ગાતા દામ ના બેસે,
જુઓ ઝભલડી હલાવી રે;
હરિપંથનો પાર ના આવે,
ભવ તરશે ભજન કરતી રે...ઝભલડી.

---

"ક્યાં ઇન્દ્ર, ક્યાં રાજવી, ક્યાં શુદ્ર, ક્યાં શ્વાન
દેખો તીનો લોકમેં—કામી એક સમાન."

[ ૬૩ ]

* * * * *

ભાન ભૂલી ભટકતો જગમાં,
દયાળુ દયા કરો......
સુજને પોતાનો જાણીને પ્રભુજી (૨)
ભવસાગર ઉતારો (૨) ..ભાન.

ઘોર ઘટા નૈનોમાં ભાસે,
જીવન દુઃખથી માનવ ત્રાસે;
તમ વિણ શક્તિ નાએ થાશે,...દયાળુ.

રખડયો છું માનવ સંસારે,
જન્મ મરણના દુઃખડા સાથે;
લાખ ચોરાસીમાંથી પ્રભુજી...દયાળુ.

જગ મહેરામણ લાગે ખારો,
સુજનેજોવા દો આપ કિનારો;
દર્શન કારણ ભક્ત આવ્યો.. દયાળુ.

---

"કરત કઠિન, સમજત કઠિન, સાધન કઠિન વિવેક,
હોઇ ઘુણાક્ષર ન્યાય જો, પુનિ પ્રત્યુહ અનેક."

[ ૬૪ ]

(રાગ—રાખ)

મારા હરિ મંદિરમાં આવો રે (૨)
જુઓ અંતરના દીપક પ્રગટે...

અંધારી રાતડીમાં, કાળી કાળી વાદળીમાં:
આભને આગે ટમ ટમ તારલીયામાં;
જાણે પૂનમ ચંદ ચમકે ચમકે . જુઓ.

જ્યાં તેંત્રીસ કોટિ દેવ વસે.
જ્યાં ગંગા જમના નીર વહે;
આપુ ભક્તિનો લાભ તમને, તમને . જુઓ.

નાનેરા મંદિરની નાની કહાની,
કૃષ્ણ કનૈયાની ઉતારો આરતી,
જ્યાં ઝગમગ જ્યોત ઝબકે, ઝબકે ..જુઓ.

---

"ખાને મેં સ્વાદ ક્યા—ઔર કો ખિલાઈએ
ગાને મેં સ્વાદ ક્યા—હરિગુન ગાઈએ."

[ ૬૫ ]

* * * * *

જય, જય નંદલાલા, પ્રભુ જય ગોપાલા
ગોપી જનના પ્યારા (૨) ભક્તોના વ્હાલા ૐ જય .

મોહન મોરલી વગાડી, કામણ તો કીધાં .. પ્રભુ
મહી માખણને ચોરી (૨) ચિત ચોરી લીધાં ૐ જય

ગોવર્ધન તોળયો, ગોકુલને માટે ... .. પ્રભુ ..
કાલી મર્દન કીધો જમુનાને ઘાટે .. ...ૐ. જય .

વૈકુંઠ જેવાં સુખડાં ગોકુળને આપ્યાં .. .. પ્રભુ .
ભક્ત જનોનાં દુઃખડાં મોહને તે કાપ્યાં . ૐ. જય ..

તુજ લીલાનો પ્રભુ પાર નહિ થાએ... .. પ્રભુ ..
ભાવ ધરી તુજને ભજશે દુઃખ સર્વે જાશે ૐ જય .

---

"સફેદ કપડાં ધોતા પાણીની ડોલમાં અડધા લીંબુ નો રસ
નિચોવો તો તે અધિક સારું ધોવાશે."

## [ ૬૬ ]

( વૈષ્ણવ જન તો તેને કહીએ. )

વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે,
પરદુખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે ધ્રુવ

સકલ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે,
વાચ કાછ મન નિશ્ચલ રાખે, ધન ધન જનની તેની રે. (૧)

સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી પર સ્ત્રી જેને માત રે;
જીહ્વા થકી અસત્ય ન બોલે, પર ધન નવ ઝાલે હાથ રે. (૨)

મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે.
રામનામ શું તાળી રે લાગી. સકળ તીરથ તેના તનમાં રે (૩)

વણલોભીને કપટ રહિત છે, કામક્રોધ નિવાર્યા રે,
ભણે નરસૈંયો તેનુ દરશન કરતાં, કુળ એકોતેર તાર્યા રે. (૪)

---

" પેટ ને પૂછી ને જમો – જીભ ને નહિ "

[ ૬૭ ]

( શ્રી રઘુનાથ પકડો હાથ. )

શ્રી રઘુનાથ પકડો હાથ, સાચા સંતનાં છો સાથ
ભાર રહિત ભૂમિને કરવા; સત જનોનાં સંકટ હરવા.
ઇચ્છા થઈ અવતરવા, સાચા સંતના છો સાથ
શ્રી રઘુનાથ પકડો.
પૂજય પિતાનાં વચને લાગી, રાજય ગર્વના સુખને ત્યાગી
વન વન ફર્યા વૈરાગી સાચા સંતના છો સાથ
શ્રી રઘુનાથ પકડો.
સીધા આવ્યા શબરી ધામે, પાવન કરી ઝૂંપડી રામે
સુખડીઆ સુખ ધામે, સાચા સંતના છો સાથ
શ્રી રઘુનાથ પકડો.
સુગ્રીવ સાથે મૈત્રી કીધી. વાલી મારી વિદાય દીધી
સીતાની શુધ લીધી, સાચા સંતના છો સાથ
શ્રી રઘુનાથ પકડો.
કુલ સમેત રાવણને માર્યો, ભૂમંડળનો ભાર ઉતાર્યો
ભક્ત વિભિષણ તાર્યો, સાચા સતના છો સાથ
શ્રી રઘુનાથ પકડો.
સીતા સહિત સહુ સુખકારી, અવધે આવ્યા અવધવિહારી
દીનબંધુ દુઃખહારી સાચા સંતના છો સાથ
શ્રી રઘુનાથ પકડો.
રાજ્યાસન પર રામ બિરાજ્યા, દેવ વિમાને નભમાં છાજ્યા
અચલ રહી જય ગાજયા સાચા સતના છો સાથ
શ્રી રઘુનાથ પકડો.

" મૃત્યુથી ડરવું – એ જીવન નથી. "

[ ૬૮ ]

( શ્રી ગુજરાતી નવરાત્રિ મહોત્સવ, જમશેદપુરના આદ્ય પ્રણેતા સ્વ. શ્રી નાનજી બાપાની સ્મરણાંજલિ તરીકે શ્રી યુવક મંડળે રજૂ કરેલ શ્રી ધારશી ભાઇ રચિત ગરબો )

## 'બાપા'

ખમા મારા બાપાને, દાઢીવાળા રે.
ખમા મારા બાપાને. કુન્ડવાળા રે,
એક વાર ગરબો જોવા બાપા ! આવો રે.
આવો આવો રે.

સૂની શેરી મારા મંદિરીઆ સૂના,
તારા વિના બાપા એકલા અટૂલા.
મીઠાં સંભારણાં આવે સંતાપતાં,
આંસુ આવે ધીમા ધીમા રે.

ખમા મારા૦

હાલે જવાનુ બાપા એકલડા જાણતાં,
સ્મશાનને ઘાટ જઈ ધરતી ગજાવતા.
એ રે માલીક ધીરે સમજાવજો.
હાલે આવું વહેલા વહેલા રે.

ખમા મારા૦

વહેલી સવારે જયારે જનગણમન જાગતાં,
શાશ્વત નિંદર બાપા પાંપણુને મીંચતાં;
બોલો બોલો રે બાપા ! હું રે બોલાવું,
કાં રે લીધા અણબોલા રે !

ખમા મારા૦

દુઃખિયાની દાદ બાપા ! કોણ સાંભળશે ?
મંદિરમાં ગીતાની રમઝટ બોલાવશે ?
'આવો વહાલેરા મારા નાનેરાં ભૂલકાં'
બોલ કોણ બોલે મીઠાં મીઠાં રે.

ખમા મારા૦

આદિવાસીના એક ઠક્કર બાપા રે.
ક્ષુધાર્તોના એક જલા બાપા રે.
અમારા બાપા એવા હતા એ,
જેવા હતા તેવા તેવા રે.

ખમા મારા૦

सुशीलः सुप्रसन्नात्मा
सर्वेषाम् हितवत्परः ।
कुरु त्वं हि यथाशक्ति
कर्त्तव्यम् प्रभुश्रद्धया ॥

---

ભાવાર્થ :—

હે સુશીલ ! હે સુપ્રસન્ન આત્મા ! હે પ્રાણીમાત્રના હિતમાં તત્પર ચૈતન્ય ! તું પણ પ્રભુ પર શ્રદ્ધા રાખી યથાશક્તિ કર્તવ્ય બજાવી ધન્યતાનો અનુભવ કર.

# ગેબી આગાહી

જમશેદપુરની સ્મશાનભૂમિને નંદનવન બનાવનાર તો નાનજી-બાપા હતા. ત્યાં તેમણે મોટાં ઝાડ, ફૂલછોડ, બેસવાના ઓટા, નળ, અને ફુવારાથી એ જગ્યા શોભાવી હતી વખતોવખત ત્યાં જવાનો તેમનો નિયમ હતો. જાત દેખરેખથી દરેક ઝાડપાનની સંભાળ તેઓ લેતા અને નિરંજન નામના માળીને પણ તેમણે એટલા જ માટે રાખેલ કે દરેક સ્થાન સાફસુથરું અને વ્યવસ્થિત રહે છેવટે છેવટે અવસાન પહેલા તેઓ પાર્વતીઘાટ (સ્મશાનભૂમિ) ગયા

ગુરુવાર તા. ૨૪-૩-૧૯૫૫નો દિવસ હતો. તેઓ સવારે ત્યાં ગયા અને સામે જ એક જગ્યાએ ગંદકી જોઇ તેમણે પોતાના બાર વર્ષ જૂના માળીને પ્રેમભરી ટકોર કરી –

**બાપા :** અરે નિરંજન ! જો તો આ જગ્યા કેટલી ગંદી છે?

**નિરંજન :** બાપુજી, ગરમીના દિવસ છે, એટલે રોજ પાંદડાં સૂકા-ઇને એટલા બધા વેરાઇ જાય છે, કે .

**બાપા :** નહિ નિરંજન ! હું કોઇ બહાના સાંભળવા માગતો નથી. આ જગ્યા એકદમ સાફસુથરી હોવી જોઇએ. મારે જ કાલે આવવાનું થાય તો મારે માટે પણ આવીજ ગંદી જગ્યા રહેશેને ?

**નિરંજન :** અચ્છા બાપુજી ! હવે કહેવાપણું નહિ રહે.

* * * * (ચાલુ)

આજે શુક્રવાર તા. ૨૫-૩-૧૯૫૫ની સવાર હતી ગોવિંદગુણ ગાતા જમશેદપુરનો સમાજ, તેમાં શું ગુજરાતી, પારસી મુસલમાન શીખ કે બંગાળી બધા નાનજીબાપાની સ્મશાન યાત્રામાં સામેલ થઈ પાર્વતીઘાટ પહોંચ્યા હતા દૂરથી જ એ સ્મશાનયાત્રા પાર્વતીઘાટ આવતી નિહાળી માળી નિરંજનને થયું આજે આટલા બધા માણસો અહિં કેમ આવતા હશે ? નિરંજને આગલે દિવસે બતાવેલી જગ્યા સાફસૂફ કરી રાખી હતી અને એજ જગ્યામાં નાનજીભાઈનો મૃતદેહ મૂકવામાં આવ્યો

આ જોઈ માળી નિરંજન તો સ્તબ્ધ જ બની ગયો આ નિર્ધન અભણ માળી ધ્રુસકે ધ્રુસકે રડી પડયો. તેણે સૌ ઉપસ્થિત સર્વેને એક જ વાત કહી— શું આટલા માટે જ મેં આ જગ્યા સાફ કરી અને નાનજીબાપુ પોતાના માટેજ મને ગઈકાલે આ જગ્યા સાફ કરવાનું કહી ગયા હતા ?"

તે માળી રડતો રડતો એક જ વિચાર જાણે કરતો હતો, કે મનવા ! કાલે શું થવાનું છે, તે તો માત્ર ભગવાન અને તેમની ઇચ્છાથી માત્ર બાપા જ એકલા જાણતા હતા !!!

રે નાનજીભાઈના જીવનનો કેવો આત્મ-સંવાદ ! કેવો અજબ પ્રસંગ !!!

( માળી સાથેના વાર્તાલાપના આધારે )

******** સમાપ્ત *******